# સમરકંદ નો શાહજાદો.

અને

# હેરાત શેહેરની હુસ્નબાનું.

લખનાર—દાદી એ. તારાપોરવાલા.

પ્રગટ કરનાર,

દીનશા એ. કુરકુરીઆ.

પ્રકરણ

"સમરકંદનો શાહજાદો" નામની આ વાર્તાની ચોપડી મરહુમ કવિ દાદી એદલજી તારાપોરવાલાએ મુકામ તારાપોરથી લખેલી છે અને મી૦ દીનશા એદલજી કરકરીઆએ મુંબઇ ગ્રાંટરોડ ત્રામતરમીનસ નજદીક ત્રીભોવનદાસ બીલ્ડીંગમાં આવેલાં પોતાનાં માણેક પ્રિન્ટીંગ પ્રેસમાં પોતાને માટે છાપી છે અને ઉપલેજ ઠેકાણેથી પ્રગટ કરી છે.

# સમરકંદનો શાહજાદો

અને

# હેરાત શેહરની હુસ્નબાનું.

નામની આ વાર્તા

**મરહુમ ભાઇ કવિ દાદી એ. તારાપોરવાલા**

ને

આવતા મહિનાની તારીખ ૩૦ મી મે ૧૯૧૫

રોજ ૨૧ મો મીનોરામ માહ ૯ મો

આદર યઝદ, શેહનશાહી સને ૧૨૮૪

યજદેજરદીને દીને પડનારી

પહેલાં વર્ષની એવણુની

બાજની અશો યાદમાં

મોટાં માન સાથે

એઓને અર્પણ

કરીએ

છીએ.

લી. સેવક,

દીનશા એદલજી કરકરીઆ.

# બધુંજ હમારે માટે.

ચોપડી પ્રગટ કરવી હમારે, વેચવી હમારે ને પ્રસ્તાવનાં પણ લખવી હમારે, એવું આજ સુધી બન્યુ હોય એમ જણાતું નથી. અલબતાં, અમોતો કંઇ નેક નીષ્ટાથી કામ લેવાની ઇચ્છા રાખીએ છીએતો, પછી જો અમારા બાબમાં હમો કંઇ નવું કરીને વાંચનારને સંતોષ આપવાની કંઇક કોશેશ કર્યે તો તે "સ્વાર્થ" વગર બની શકતું નથી, એ આજનાં ભણેલા જમાનામાં નવું શીખવવા જવું પડે તેમ નથી, આજની વારતા સમરકંદ શેહરનાં સુલતાન શેહરીયાર નામનાં ત્યાંના બાદશાહ અને તેનાં જુના જમાની દીલસોઝ રૈયતનાં માન પામેલા "સાહજાદા સલીમ" કે જેને માટે તમામ રૈયત અને બાદશાહ ઘણાં માનની નજરથી જોતા હતા તેઓ માટે લખાયલી છે. જેમ દુન્યાનાં સંસાર વેહવારમાં બનેછ તેમ શાહજાદા સલીમને માટે સુલતાન શેહરીયારને રાત દીવસનો સંસારી બલાપો ઘણો એ હતો કે તેનો તાબેદાર બેટો સલીમ બધી રીતે પોતાના પીતાજીને માન આપતો પણ એકજ બાબદ, અને તે સંસારનાં સુખમાં પોતાને દુખ સમજતો હતો અને તે સંસારી થવા એટલે લગનનાં ગાંઠથી જોડાવા ના પાડતો અને તે એટલી હદ સુધી મકકમ બોલતો તેજ બજાવતો કે હું કદીબી સંસારી આદમી થઇશ નહીં. આ સાહજાદા સલીમનાં કેડાવથી

તેના માત પીતા હમેંશાં ઘણાં દરદમંદ રેહતાં અને ઘણીજી સમજાવત કરવા છતાં તે બાબદને દીલમાંથી તેણે વીસારી નહી હતી. એક દીવસ સુલતાન શેહરીયાર પોતાના રાબેતા મુજબ નગર ચર્ચા જોવા મોડી રાતે શેહેરમાં પોતાના વજીર અબુહુશેન સાથે બાહર પડયો, જયાં એક બાદશાહી મેહલ જેવાં મકાનમાં ત્રણ મોહમેદન નાજનીનો રાત્રે બટીની ભભુકદાર રોશની વચ્ચે રંગરાગમાં મશગુલ હતી કે જ્યાં સુલતાન શેહ- રીયારે તે તરફ એવડી મોડી રાત્રે શું થાય છે તે જોવાને વજીરને ધંતે- જારી બતાવી, તેઓ તે મહીમાં જોવાને મકાનની નજદીક જઇ ઉભા. ખુદાનું કરવું એવું થયું કે તે નાજનીનો રંગરાગ કરતાં તરેહવાર વાતો ચલાવવા લાગ્યાં અને તે સાથે પોતાનાં સુલતાન શેહરીયારનાં બેટા સલીમનાં એકવચની ઠડાવ વીશે વાત નીકળી કે સલીમ બધી રીતનો મજાનો છે પણ નારી જાતી ઉપર ઘણાં અભાવથી જુવે છે અને પોતે કદીબી સાદી કરનાર નથી એવો મજબુત ઠડાવ લઇ બેઠો છે. આ ત્રણ નાજનીનમાં એક હેરાત શેહરથી પરોણી તરીકે આવી રહેલી રહીશ કે જે એક હાકમની બેટી હુશ્નબાનું નામની હતી તેને આ શાહજાદા સલીમનાં ઠડાવ ઉપર શકની નજરથી જોઇ બોલી, "એમ બનેજ નહી" અને જો તેમ બને તો, મને એક તડાકે તેને સંસારી માનસ બનાવી દેતાં વાર કેટલી! એવા મકકમ ઠેડાવથી હુસ્નબાનું વાત ચલાવવા લાગી. આ વાર્તા બહુ ધ્યાનથી સમજી સુલતાન શેહરીઆરે બીજેજ દીવસે આ બાનુને તેડાવી મંગાવી અને તે દરબારમાં આવેલી હુશ્નબાનુંએ બાદશાહની ખાત્રી કરી આપી અને ઘણા ગજબનાક પ્રયોગો પોતાની એક મદદગાર બુદ્ધીબરમલાના

ભેગા બળ સાથે સાહજાદા સલીમને. અનેક રીતે સમજાવી ઠેકાણે લાવે છે જે વાંચી આપણને માનવાને જરા શંકા થાય એ બનવા જોગ છે પણ આપણે એવા પ્રયોગો વીશે ઘણું સમજેલું અને જાણેલું છે કે જે આ બાબદો નહીં સમજવાને કંઇ કારણ મલતું હોય ! આખી વાર્તા ઘણી રસીલી અને સમજ લેવાજોગ છે. હુસ્નબાનુંએ કીધેલી બંદગી એક ધ્યાને દરેકનેમાટે કરવા જોગ છે. એક વિદવાન કવિ કે જેની બરાબરીઓ આજેબી મને સોધેલો જડતો નથી. તેવા એક મરહુમ કવિ તરફ આ દીલસોઝ કલમ હમેશ હેતથી જોતી આવી છે અને વાંચક વર્ગ આ મરહુમ તરફ જે માનની નજરથી જુવે છે તે જાણી મારો સંતોષ બેવડો મજબુત થાય છે અને મને ભરૂસો છે કે આ નાહની વાર્તા વાંચક વર્ગમાં ઘણી પ્રીય થઇ પડશે. મરહુમ કવિ દાદીની પેહલાં વર્ષની આવતી બાજ રવિવાર તા૦ ૩૦ મી મે ૧૯૧૫ ને દીવસે પડનાર છે તેજ મરહુમ ભાઇ કે જેને આ વાર્તા લખેલી છે અને એજ વાર્તા હમારી તરફથી મરહુમનાં પહેલાં વર્ષની બાજની અશો યાદનાં માનમાં એઓનેજ અર્પણ કરતાં મને મોટો સંતોષ પેદા થયો છે.

લી૦ સેવક,

દીનશા એદલજી કરકરીઆ.

તા૦--૧-૫-૧૫

છોકરા-છોકરીઓ, અને ધંધાદારીઓ માટે.

# બલસારા ટયુશન કલાસ.

## સ્થાપ્યો ૧૯૦૫

ઉપલા કલાસમાં સ્કુલ જતા છોકરા અને છોકરીઓને ગુજરાતી શરૂઆતથી તે મેત્રીક અથવા સ્કુલ ફાઇનલ સુધીની બધી બાબદો ઘણીજ ખંત અને મહેનતથી શીખવવામાં આવે છે

**મેત્રીક**ના કલાસ, ખાસ અલાહદો અને જુદી જુદી બાબદોના ખાસ એક્ષપર્ટ, ચંચળ, અનુભવી ગ્રેડયુએટ શિક્ષકો ઘણીજ કાળજી અને મહેનતથી ચલાવે છે, જેથી છોકરા અને છોકરીઓની ઘણીજ સારી સંખ્યા તેમાં દર વરસે પસાર થાય છે એજ તેની ખરી ખુબી દેખાડે છે.

વળી સ્કુલમાં નહિ જતાં છોકરા કે છોકરીઓને પણ કાઇબી બાબદ સ્કુલ કરતાં જલદી અને સરસ રીતે શીખવવામાં આવે છે.

આ ઉપરાંત, બુક-કીપીંગ, શોર્ટ-હેંડ, ટાઇપરાઇટીંગ અને બાનુઓ તેમજ ધંધાદારીઓ માટેના ખાસ અંગ્રેજી કલાસો જુદા જુદા કાળજીવાળા અને અનુભવી શિક્ષકો દિવસે અને રાતને વખતે ચલાવે છે જેનાં પરીણામો ઘણાજ ઉમદા આવતાં હોવાથી દર મહિને છોકરાં વધતાં જાય તેમાં નવાઇ નથી.

બાનુઓનો અને છોકરીઓનો મલાજો સચવાય માટે છોકરાઓથી તદન અલાહેદી જગા તેઓ માટે રાખી છે માટે કાંઇબી અડચણ વગર દરેક મા-બાપે પોતાની બેટીઓને લાભ આપવાને ચુકવું નહિ. આ મહીનાની શરૂઆતથી બાનુઓ માટે મ્યુઝીક કલાસ પણ ચાલુ કીધોછે.

વધુ માટે નીચલે ઠેકાણે મળો યા લખો—

(૧) ચીરાબજારની મારકેટ સામે, મી० મીસ્ત્રીનાં ઘેરમાં બીજે માળે.

(૨) દાકતર સાહેબનાં દવાખાનાં સામે, કાવસજી પટેલનો મોહલ્લો, કોટ.

# હાજીમહુમદ અબા

## હાઇ કલાસ

## ટેલર્સ એન્ડ આઉટફીટર્સ.



**દરેક કોમને સુટ થાય એવાં બંધબેસ્તા**

**પોશાકો સીવવાનું મારકીટમાં**

**આ એકજ ખાતુંછે.**

બાહરગામના ઓરડરો ઉપર પુરતું ધ્યાન આપ-
વામાં આવે છે.

ઠેકાણું—**નવી ઉમરીગર બીલ્ડીંગ**

ક્રાફર્ડ માર્કેટ સામે,

**મુંબઈ.**

સુન્નાં ઉપર ઢોલ ચહડાવવાનો ધંધો

હમો કરતા નથી.

આજે બાનુઓની સેવામાં હમો કંઇ વરસોથી
થોડે નફે બોહલો વેપાર કરીયે છીએ.

હમારી દુકાન જાણીતી છે અને માલ સઘળો નવોજ
અને તેબી વળી અપ-ટુ-ડેટ ડીઝાઇનનો રાખ્યે છીએ.

બાનુઓને માટે હમારી દુકાનમાં ભરત અને
ગુંથન કામનું એક એવું તો જંગી સીલેકશ
ગોઠવેલું છે કે જે જોવાથીજ ફકત ઘણું
જાણવાનું અને શીખવાનું મળશે.

બાનુઓનાં ભરત અને ગુંથણ કામના વેપારી.

# નુરભાઇ હકીમજી
# એન્ડ બ્રધર્સ,

કુપર બીલડીંગ ગ્રાંટરોડ-મુંબઇ.

# સમરકંદનો શાહજાદો

## અને

# હેરાત શેહેરની હુસ્નબાનું.

## પ્રકરણ ૧ લું.

### સંસારમાં સુખી કોણ છે?

સુલતાન શેહેરીયાર, બગદાદનાં મશહુર ખલીફ હારૂન-અલ રસીદનો બીજો નમુનો હતો. અગરેબથી મગરેબ સુધી તેનું નામ પ્રસિદ્ધ હતું. તેના અદલ ઇનસાફથી તેની રૈયતને તે અતિ પ્રિય હતો. તેના રાજ્યમાં મોટાં કે છોટાં સર્વ કોઇ આરામથી વસતાં હતાં. સમરકંદની શેહેનશાહતનો વિસ્તાર ચોતરફ પુષ્કળ ફેલાયલો હતો. અને સુલતાનના ઇનસાફી અંમલની તારીફ સમર-

કંદમાં આવનાર એકેએક મુંસાફર પોતાને મુલક લઇ જતો હતો.

જ્યારે સુલતાન શેહેરીયારની સ્વારી પોતાનાં રાજ્યમાં ફરવા નીકળતી ત્યારે સોના-રૂપાંનાં ફુલોથી તેની ગુલજાર રૈયત તેને વધાવી લેતી હતી અને તેનાં વફાદાર અમીર ઉમરાવો હીરા મોતીની થાળો તેનાં તાજ ઉપરથી નેસાર કરતા હતા. ટુંકમાં, સમરકંદની શેહેનશાહતને સુલતાંન શેહેરીયારમાં એક દયાળુ રાજપતિ, નેકીને ચાહનારો, ઇનસાફી અને રૈયત-રક્ષક રાજા જડયો હતો, કે જેનું નામ માત્ર સાંભળતાં શું ન્હાનાં કે મોટાંનાં મ્હોમાંથી "ખુદા તને સદા સલામત રાખે!" એવા આશિષ વચનો એકદમ બહાર પડતા હતા.

સુલતાન શેહેરીયાર દરેક વાતે સુખી હતો પણ એક વાતનું તેને દુઃખ હતું, એ દુઃખનું મુળ કારણ તેનો એક પુરો બેટો શાહજાદો સલીમ હતો, સુલતાન શેહેરીયારની તમામ ઉમેદો એ જવાન યુવરાજ પર લટકેલી હતી. તે તેને અંતઃકરણનાં પ્યારથી ચાહતો હતો અને તેનાં એક વાળને વાંકું થતાં પોતાના જાનની નોબત આવી પુગેલી સમજતો હતો. વાંચનાર વિચાર કરશે કે શાહજાદો સલીમ આપરંગીલો અને કુછંદી હશે. ના, તેમ ન હતું. શાહજાદામાં પોતાનાં બાપીકા ગુણોનો તમામ વારસો ઉતરેલો હતો. તે ભલો, સખી અને બહાદુર હતો. તેનું જીગર દયાળું હતું-તેનું અંતઃકરણ અમીરી ખવાસ ધરાવતું હતું. તે, નામદાર સુલતાનનો એક તાબેદાર બેટો હતો. તેના દરેક ગુણો તારીફ લાયક અને નીતિમાન હતા. રૈયતમાં તે પોતાના પેદરની મિસાલ બહુ પ્રિય હતો.

ત્યારે એમ કેમ ? તે એક વિલક્ષણ ભેદ હતો. આજે દુનિયામાં છાતી ઠોકીને એમ કોણ કહેશે કે હું સર્વ વાતે સુખી છું ? આખી પૃથ્વી પર પાદશાહી ભોગવનાર પણ કાંઇને કાંઇ ચીંતા કે કાંઇને કાંઇ દુઃખથી મુક્ત હોતો નથી, તો સુલતાન શેહેરીયાર જેવો રૈયત-રક્ષક રાજા દુઃખના ખ્યાલથી દુર હોય એ બનેજ કેમ ?

ઓ ઇનસાન ! દુઃખ વગરની દુનિયાંજ નથી, સુખની પાછળ દુઃખ સર્જેલુંજ છે, દુનિયામાં દુઃખ ન હોય તો પરમેશ્વરને પછી પિછાણેજ કોણ ?

શાહજાદો સલીમ કુછંદી ન હતો, મમતખોર ન હતો. નાતાબેદાર ન હતો, પણ એકજ વાતે તેને છીત હતી અને તે સ્ત્રી જાતિ તરફનો અભાવ હતો. તે બચપણથીજ સ્ત્રીઓ તરફ અણગમો ધરાવતો હતો. ફક્ટ પોતાની જણેતા માવતર સુલતાના નુરમહાલ શિવાય તે તમામ અબલાજાતિ તરફ કાંઇ અજબ જેવી તિક્ષણ લાગણી ધરાવતો હતો અને તેથી જ્યારે તે ઉંમરે પુગી એક નવજવાન જવાનિયો બન્યો ત્યારે સુલતાન શેહેરીયારે પોતાના એ પ્રિય પાટવી કુંવરને પરણાવવા માટે કરેલી કોશેષો તમામ વ્યર્થ ગઇ !

અને ત્યારે સમરકંદના સુલતાનને જે છુપો ગમ હતો, તે એ હતો. પોતાના દરજ્જાને શોભા આપે એવી મુલકે મુલકની મોભાદાર શાહજાદીઓ તેણે યુવરાજ સલીમ માટે શોધી કાઢી પણ શાહજાદાએ તેમાંની એકને પણ પોતાની પસંદગી આપી નહિ. તેની માવતર સુલતાંના નુરમહાલ પણ પોતાના રાજ્યપતિની માફક શાહજાદા સલીમને સંસાર-સુખમાં નાખવાની અતિ ઉત્કંથા ધરાવતી

હતી, પણ બીજી દરેક બાબદનો તે તાબેદાર બેટો, તે એકજ વાતે પોતાનાં માત-પિતાને નારાજ કરતો હતો.

"ઓ નામવર તું નારાજ ના થા!" સુલ્તાના વારંવાર સુલતાન શેહેરીયારને સમજાવતી. "સાહજાદો સલીમ હજી નાદાન છે. વખતે, પોતાનું કામ કીધા વગર રેહેવાનો નથી."

"પણ કયારે? ઓ મારી આંખના આરામ, આજે નહિ તો કયારે?" સુલતાન અફસોસ કરતો. "મારી જવાનીની મોસમ હવે ખતમ થઇ છે અને બુઝર્ગીના દરવાજામાં હું દાખલ થઇ ચુકયો છું. મારી જીંદગી મને રહી રહીને કેટલી વફા રહેશે! પોતાનું કાંઇ મુહરત છે અજલનો કાંઇ અટકાવ છે? આપણે ખાકી ઇનસાન એક દહાડે ખાંકમાં મળવાને સરજેલાંજ છઇએ. મારી સલતનતમાં સર્વે સત્તા ધરાઉં છું પણ અજલનાં ફરેસ્તાને અટકાવવાની કુદરતનાં તે બેનમુન બાપે કોણને તાકાત આપી છે કે મને આપે? મારી અજલ મારા પગની નીચે ભમતી હશે તે કોણ જાણે છે?"

"ઓ મારાં સરનાં તાજ! એમ ના બોલ" સુલ્તાના અધીરી અધીરી પડેને બોલતી. "તું નામવરની ઉમરદરાજી હઝાર વર્ષની હોજો! સમરકંદની બોહોળી શેહેનશાહતનો સેતારો સદા બુલંદીએ પહોંચજો અને તું ઇમાનનાં શાહને હરગેજ રંજ નાં હોતો! ખરી વાત છે નામવર કે અજલનો ફરેસ્તો કંઇ ઘડીએ આવીને ઉભો રહે છે તેની કોઇને ખબર નથી પણ એ તો કુદરતનો કાયદોજ છે. એ કાયદો અમીર કે ફકીર સૌને માટે એક સરખી રીતે અમલમાં મુકાયલો છે. તું જેવા તાજવર સાહે જીંદગીથી નારાજ થવું નહીં

જોઈએ. બેટો સલીમ આપણને આ બાબદમાં કદાચ તાબે નહીં થાય પણ કુદરત તેને તાબે કરશે. તે આપણી સામે થઇ શકશે પણ કુદરતની સામે તેનાથી કદી થવાનું નથી; માટે ઓ મારી જીંદગીની ઉમેદ! તું નાઉમેદ ના થા. એજ શાહજાદો પોતાનો વિચાર વખત જતાં ફેરવશે અને આપણાં દિલનાં બગીચામાં ઉમેદનો બાહાર આવશે.

"તારા નાજુક શબ્દો ગોહર સમાન કીંમતી છે, વ્હાલી નુર, પણ મારો ગમ, તેથી ભુલાય એમ નથી. મારો મોટામાં મોટો અફ-સોસ એજ છે કે જો એ જાન કરતાં જાદા બેટો પોતાની જીદને વળગીજ રહેશે તો આપણા મનની ઉમેદ કદી બર આવવાની નથી. ઓ નુરમહાલ, તું વિચાર કર કે આપણો શાહજાદો શાદીનાં પવિત્ર ગાંઠને જીંદગીની છેલ્લી ઘડી સુધી ધિક્કારીજ નાખે તો પછી મારી બોહળી શેહેનશાહતનું શું થાય? અરે શાહજાદા સલીમ પછી આપણાં એ બોહળાં રાજ્યનો માલેક કોણ?"

સુલતાન શેહેરીઆરના આ છેલ્લા શબ્દો વજુદ વગરનાં નહીં હતા. તે નામવરને ઉપજેલી એ ચીંતા ન્હાની સુની નહીં હતી. વાંચનાર! એક મોટી રિયાસતનો સાહેબ પણ ચીંતાથી મોકલો હોતો નથી એમ ઉપલો દાખલો જોયા પછી તમે કેમ નાં પાડી શકશો?



# પ્રકરણ ૨ જું.



## એક સુલતાનનો શોક.

સમરકંદની આખી શેહેનશાહતમાં શાહજાદા સલીમની સ્ત્રી જાતિ પ્રત્યેની તિરસ્કાર ભરેલી લાગણી શું ન્હાનાં કે મોટાં સર્વ કોઇને જાહેર હતી. આટલું છતાં યુવરાજ સલીમ ભાગ્યશાળી હોવો જોઇએ કે સમરકંદની એકપણ ઓરત તેને માટે બુરૂં બોલતી નહતી. શાહજાદાને અબલા જાતિ તરફ એટલો ધિક્કાર હોવાનો કાંઇ ખાસ સબબ હોવો જોઇએ એમ સર્વ કોઇ માનતાં હતાં પણ તેમ નહતું. સલીમની સ્ત્રીઓ વિરૂદ્ધની તિક્ષણુ લાગણી કુદરતીજ હતી. આખી શેહેનશાહતમાં તેના જેવો ખુબસુરત લાયકીવાળો અને સદગુણી જુવાન બીજો કોઇ ન હતો. ઉમરાવી દરજ્જાની રૂપાળી સ્ત્રીઓ શાહજાદા સલીમપર મરી ફીટતી હતી અને તેની મહેરબાની મેળવી શાદીથી એક થવાને એકેકપર હરીફાઇ ચલાવતી પણ શાહજાદો કોઇ પણ નાજનીનને મચક આપતો ન હતો. તે એક નીતીમાન અને બહાદુર રાજકુવર હતો. શેકારગાહનો તે શોકીન હતો. સેંકડો વિકાલ પ્રાણીઓનો શેકાર કરી તેણે પોતાની રૈયતને નિર્ભય બનાવી હતી. એવા એક ભલા શાહજાદા ને તેની પ્રજા ચાહતાં ન શીખે તો બીજુ શું કરે?

સુલતાન શેહેરીયારનું એક પુરૂં ફરજંદ ઘોડેસ્વારીમાં, શેકાર-બાજીમાં, એલમ હુનરમાં અને જાત જાતની કેળવણીમાં એવું કાબેલ હતું કે આખાં સમરકંદમાં તેની બાહોદરી અને બહાદુરીના વખાણ

થતાં હતાં. દરબારી તાઝીમ તવાઝો .અને પોતાના ઉંચા દરજ્જા મુજબના શેહેનશાહી ટેકમાં તે ખાંડયો જાય એવો ન હતો. તેની ઘોડેસ્વારી જોઇ નામીચા ઘોડેસ્વારો દાંતમાં આંગળી પકડતા હતા. શેકારબાજીમાં તેની ઝડપ, ઉલટ અને ચાલાકી જોને પ્રખ્યાત થયલા શેકારીઓ પાછળ હટી જતા હતા. એલમ હુન્નર, સખાવતમાં, સદ-ગુણુમાં અને બીજાં અનેક પરોપકારી કાર્યોમાં તે, સુલતાન શેહેરી-યારનો બીજો નમુનો હતો. પોતાની રૈયતનાં એક અદનામાં અદના આદમીનાં હકનું પણ રક્ષણ થયલું જોવાને. તે સદા તત્પર હતો. સુલતાન શહેરીયાર શાહજાદા સલીમમાં પોતાની તમામ નકલનો વારસો ઉતરેલો જોઇ હંમેશાં ખુશી થતો હતો. તેને માત્ર એકજ નીરાશા હતી અને તે યુવરાજ સલીમની અબલાજાતિ તરફની તિક્ષણ લાગણી હતી. તે નામવરે શાહજાદા સલીમના આ વિચારો ફેરવવા માટે અનેક યુક્તિઓ રચી, પણ તેમાની એકે યુક્તિ રામબાણ નીવડી નહીં. આ ઉપરથી સુલતાન શેહેરીયારે સલીમનું સુધરવું કુદરતપર મુકયું તો જો કે તે વિશે તેના દિલમાં એક જાતનો છુપો ગમ વાસો કરી બેઠો હતો અને વારંવાર તે ઉભરી આવતો હતો પણ એવા એક ભલા ને હુન્નરમંદ બેટાની એકજ ખામીને લીધે તેને પોતાની નજરથી દુર કરવાને તેનું અમીરી અંતઃકરણ મજબુતીથી ના પાડતું હતું.

શાહજાદા સલીમ પર સુલતાન અને સુલતાનાનું પુષ્કળ હેત હતું. પરણવા શિવાયની બીજી કોઇપણ બાબદમાં રાજકુંવર તેમના હુકમની બહાર નહિ હતો. તે ઉમરમાં આવ્યા પછી દરબારમાં સુલ-તાનના જમણા હાથપર બેશી તેને અનેક રીતે ઉપયોગી થઇ પડતો

હતો. ઇનસાફમાં તે એકકો હતો-બલ્કે બાપ કરતાં બેટો ચઢીયાતો હતો. દરબારનાં અમીરો તેને સુલતાન શેહેરીયારનેજ જેટલું માન આપતા હતા અને શાહજાદો સલીમ તે માનને ઇચેઇચ લાયક હતો.

વડો વજીર અબુહુસેન, જે એક દાનાવ બુઝર્ગ મર્દ હતો અને સુલતાનનો અતી વિશ્વાસુ હોવા ઉપરાંત રૈયતમાં પણ લોકપ્રીય હતો, તેને શાહજાદા સલીમ માટે અતિ ઉંચું મત હતું અબુહુસેન સુલતાન શેહેરીયારને વારંવાર ખાત્રી આપતો હતો કે શાહજાદામાં તેના બાપીકા ગુણોનો તમામ વારસો ઉતરેલો હતો માટે તેણે શલીમની તે એકજ ખામીને ઝાઝી ધ્યાનમાં લેવી નહીં. જણાવવાની જરૂર નથી કે વજીર અબુહુસેને પણ શાહજાદા સલીમને સમજાવવામાં કાંઇ બાકી રાખી હતી નહીં; પણ તેમાં તે ફતેહ પામ્યો નહીં હતો.

એ રીતે એક રાજવંશી મેહેલમાં પણ 'મતફેર' પોતાનું રાજ્ય ચલાવતો હતો. એક શેહેનશાહતનો માલેક પણ સંસારના એક છુપ્યા ચટકાથી બાકાત ન હતો. આ ક્ષણભંગુર સંસારમાં ગમે એવી બુલંદ પદ્વિ ધરાવનાર ઇનસાનને પણ જમાનાનું ચકકર કાંઇ ને કાંઇ રૂપે પોતાના પેચમાં લેવા વીના રહેતું નથી તેનો આ દેખાઇતો દાખલો હતો. સુખની પાછળ દુખરૂપી દૈત્ય અહોનીશ કેવો મંડયો રહે છે તેનું આ ચિત્રમાં એક દેખઇતું દરશન હતું **સંસાર સીંધુ સમાન** આ લોકપ્રસિદ્ધ કહેણી ત્યારે આપમેળે ખરી પડતી હતી એક ગરીબની ઝુપડી કે એક રાજવંશીનો મેહેલ સુખ-દુઃખનાં ભેગાં મિશ્રણ વગરનો કદી હોઇ શકતો નથી એ આ ચિત્ર-દર્શક દુનિયાઇ દર્પણનો સ્પષ્ટ સારાંશિ હતો.



# પ્રકરણ ૩ જું.



## ત્રણ ખુબસુરત નાઝનીનો.

એક અંધારી રાત્રે બે સોદાગર સમરકંદના એક શાંત મોહલ્લા માંથી પસાર થતા હતા, તેઓ શિદા પોશાકમાં સજ્જ થયલા હતા. એકનો દરજ્જો બીજા કરતાં ચઢીયાતો હોય એમ જણાતું હતું કારણ કે તેઓ એકેકની પાછળ ચાલતા હતા. પાછળ ચાલનારનું સઘળું ધ્યાન આગળ ચાલનારનાં પગલાં ઉપર હતું, આગળ ચાલનારો જ્યાં અટકતો ત્યાં પાછળ ચાલનાર તુરત ઉભો રહી જતો અને પોતાને કાંઇ હુકમ મળવાની ઉમેદથી તુરત નજદીક આવી આતુરતાથી હાથ બખશ કરી ઉભો રહેતો !

"અહીં કોઇનો કંઇ સાદ સંભળાય છે વારૂ ?" પેલા આગળ ચાલનારે એક મોટાં મકાન આગળ એકદમ અટકી સવાલ કર્યો.

"હા નામવર."

"ધ્યાનથી સાંભળ કે એ સાદ કોઇ મર્દોનો છે કે નાઝનીનો ?"

તે આજ્ઞાંકિત પાછળ ચાલનાર પોતાને થયલો હુકમ બજાવવા દોડયો. ત્રણ મીનીટ પછી તે પાછો આવ્યો અને બોલ્યોઃ "ખુદાવંદ, હું તમારો હુકમ બજા લાવ્યો છું. જે ઉંડો સાદ અહીંથી આપણે થોડો થોડો સાંભલી શકીએ તે મર્દોનો નહીં પણ કોઇ નાજુક અબલા જાતિનો છે."

"તું શા ઉપરથી કહે છે કે તે સાદ કોઇ મર્દોનો નથી ?"

"સાદની નાજુકાઇ અને મધુરતા ઉપરથી, નામવર !"

"એવા તેં કેટલા શાદ સાંભળ્યા છે ?"

"ત્રણ."

"ત્યારે તું એમ કહેવા માંગે છે કે આ વાતચીત કરનાર ત્રણ બાનુઓ છે ?"

"હા નામવર."

"હું ઉભો છું ત્યાં જે સાદ આવે છે તેને કરતાં તું તપાસ કરી આવ્યો ત્યાં વધુ ખુલ્લો અવાજ આવે છે કે ?"

"હા, ખુદાવંદ !"

"ચાલ બતાવ મને" અને તેજ પળે અત્યાર સુધી પાછળ ચાલનારે આગળ ચાલવા માંડયું અને પેલો આગળ ચાલનારો તેની પાછળ ગયો. તેઓ તે બુલંદ મકાનના પાછલા ભાગમાં દાખલ થયા અને ખરેખર ત્યાંથી તે સાદ વધારે ખુલ્લા સાંભળી શકાતા હતા.

"દરવાજા અને બારીઓ બંધ છે તે છતાં આપણને અહીં અચ્છું સંભળાય છે તેનો સબબ શો હશે વારૂ ?" પેલા બુલંદ દરજાવાળાએ પોતાનાં આજ્ઞાકિતને પ્રશ્ન કર્યો.

"નામવર, તેનો ભેદ અહીં છે; જરા મારી પાછળ આવો !" અને એમ કહી તે પોતાના માલેકને મકાનના પાછલા ભાગમાં આવેલી એક સાંકડી શેરી તરફ લઇ ગયો. ખુદાવંદ નજર કરો ! આ એક ન્હાની બારી ખુલ્લી રહી ગયલી જણાય છે. સખ્ત ઠંડીને લીધે મકાનના બારી બારણાં જો કે બંધ કીધેલાં છે, પણ અનાયાસે કુદરતે આપણે માટે આ ન્હાની બારી કોઇ નોકરની ભુલથી ઉઘાડી

રાખેલી લાગે છે. એક પુરૂષની ઉંચાઇ કરતાં આ બારી વધુ ઉંચી હોવાથી તમો નામવર તેમાં બનતો દેખાવ નજરેનજર જોઇ શકશો નહીં, માટે ખુદાવંદ, તમારા ગુલામની અરજ એ છે જે તમે મારી ખાંધ પર ચઢીને ઉભા રહો કે અંદર શું બને છે તે સેહેલાઇથી જોઇ શકાશે."

તેજ પળે પેલો સખ્સ વાંકો વળ્યો અને તેનો શેઠ તેની પીઠ પર ચઢી ઉભો. પેલા પીઠપર ચઢેલાએ તે ઉંચી બારીનાં સળીઆ બન્ને હાથે પકડયા અને અંદર ડોકયું કરી ચીમાઇને જોવા તથા સાંભળવા લાગ્યો.

તેણે અંદર શું જોયું ? એક આરાસ્તા કરેલાં સુંદર દીવાનખાનામાં ભભુકદાર રોશની વચ્ચે ત્રણ ખુબસુરત નાજનીનો એક કીમતી ગાલીચા પર બેઠેલી હતી અને તેમની આસપાસ ત્રણ-ચાર સાહેલીઓ હાથ જોડીને ઉભી હતી. તે ત્રણે બાનુઓ નવજવાન અને એકેક કરતાં સરસ હતી. તેમના દીલકશ ચેહેરા પરસ્તાનની પરીઓને લજવાવે એવા મોહક હતા, જેમને જોઇ પેલો છુપ્પો જોનાર થોડીક પળ સુધી તે ત્રણમાંથી કોણને સરસ દરજ્જો આપવો તે વીશે પોતાના મનમાં તરેહવાર તર્કો બાંધવા લાગ્યો.

"વ્હાલી હુસ્નબાનું, ખુદા શાહેદ છે કે તમારા આવવાથી અમે કેટલાં ખુશી છઇએ." તે ત્રણમાંની એક બોલતી સંભળાઇ. "તમારી સોબતમાં આએ અઠવાડીયું અમે કયાં પસાર કીધું તે અમે જાણતા નથી, અમારાં બુઝર્ગ માવતર અને અમો બન્ને બેહેનો અમારાં ગરીબ ઘરમાં તમારાં કદમ મુબારક થવાથી નિહાયત ખુશી છીએ."

" ઝોહરા, તમારા આ સુંદર સખુનો તમારી લાયકી વગર બીજું કાંઈ બતાવતા નથી." પેલી પરેણીએ પ્રતિઉત્તર આપ્યો. " એકાદ ભલાં કુટુંબ તરફથી જે વકફી રાખી શકાય તે તમામ તમારાં માન-વંત માત અને તમો સઘળાંએ મારી જે માનભરી મેહેમાનદારી કીધી છે. તેનો ઉંડો છાપ મારા જીગરમાં લઈને હું મારે વતન જઈશ. બાનું ઝોહરા, સમરકંદની મારી આ મુલાકાત દરમ્યાન તમે અને બેહેન દીનારજાદીએ મને આપેલાં માનની વાતો હું મારા માન-વંત માત-પિતા આગળ ઘણા હર્ષથી કરીશ અને હું પુર ખાત્રી ધરાઉં છું કે તે સાંભળી તેઓ ઘણા ખુશી થશે."

" અમે કશું કીધું નથી, બ્હેન હુસ્નબાનું, અમારી ફરજ માત્ર અમે બજાવી છે." દિનારજાદી બોલી અને વાત ફેરવી નાંખતાં કહયું:-" તમે અમારા સમરકંદના શાહજાદા વાશે સાંભળ્યું છે કે, હુશ્ન ?"

" હા, મારા માનવંત પીતાજીથી મેં તેની ઘણી તારીફ સાંભળી છે. શું તે એટલો બધો બહાદુર છે ?"

" બહાદુર પુછોછ ? આ બોહોળી શેહેનશાહતમાં શાહજાદા સલીમ જેવો હીંમતવાન ને લડાયક પુરૂષ બીજો કોઇ નથી. ધર્મના રક્ષક સુલતાન શેહેરીયારનો તે એક મોટી મગરૂરી છે."

" અને તેની ખુબસુરતી ?" બાનુ ઝોહરા બોલી. " માહતાબ જેવો તેનો ચહેરો એક પરી ચેહરે પુતલીને પણ-શરમાવે એવો છે. આખાં સમરકંદમાં એના જેવો ખુબસુરત, બહાદુર, સખી અને સદ-ગુણી નવજવાન બીજો કોઇ ન હશે."

"ખરેખર?" પેલી હુસ્નબાનુ, જે એક ખરીજ હોશાનદાર બાનુ હતી, તેણીએ અજાયબી બતાવી. "સુલતાન શેહરીયાર જેવો ભાગ્યશાળી ત્યારે કોઇ નહીં કે એવો એક સદગુણી પુત્ર પણ ધરાવે."

"નહીં બેહેન, તમો ધારોછો તેટલો સુલતાન નસીબવાન નથી. તે દરેક વાતે સુખી છે પણ એકજ બાબદ તેના સુખને ઉંધું વાળે છે." દિનારજાદી બોલી.

"અને તે શું?" હુસ્નબાનુંએ હેરત થઇને પુછ્યું.

"તે હું કહું" બાનું ઝોહરા બોલી. "શાહજાદો સલીમ દરેક વાતે સદગુણી, બહાદુર અને નીતિમાન છે પણ તેનામાં એકજ ખોડછે."

"ખોડ?"

"હા, ઘણીજ નાપસંદ કરવા લાયક ખોડ!"

"તે શું વારૂં?"

"તે એ કે તેને અબલાજાતિ તરફ કાંઇ અજબ જેવી સુગ છે. બચપણથીજ તે ઓરત જાતને ધિક્કારતો આવ્યો છે અને પોતાની રાજવંશી માતા શિવાય બીજી કોઇ બાનુંને માટે તેને માન નથી."

એટલે? કેવું અજબ જેવું! અબલાજાતિએ તે તેનું એટલું શું પાપ કીધું હશે કે તેની લાગણી આપણી તરફ એટલી બધી તિક્ષણ છે?

"એનો ભેદ કોઇ સમજી શકતું નથી." દિનારજાદી બોલી. "અમારાં નામવર સુલતાને શાહજાદા સલીમને પરણાવવા માટે અનેક પ્રયત્નો કર્યા પણ તે એકનો બે થતો નથી."

"પણ તેનો કાંઇ સબબ?"

"સબબ? સબબ ખુદા જાણે! તેણે મક્કમપણે અનેકવાર જાહેર

કીધું છે કે તે સ્ત્રી જાતિને કદી વશ થનાર નથી. 'સ્ત્રી' નામની અતિ સુગ છે અને ગમે એવી પરીચેહેર પુતળીનાં નાજ-નખરાં એ શાહજાદાપર કંઈ અસર કરી શકતાં નથી."

એ શું બોલો છો બહેન દિનાર? અબલા જાતિના મોહ-પાસમાંથી કિયો પુરૂષ છુટવા પામ્યો છે કે તમારો શાહજાદો છુટી શકે? નહિ, એઅદબી માફ છે, મારી બેહેનો, પણ આ વાત મારા મગજમાં તો ઉતરતી નથી. કદાચ કોઇ ચોક્કસ શાહજાદીઓ વિરૂધ્ધ તેને કાંઇ અણગમો હશે-તમામ અબળા જાત તરફ એમ નહીં હશે."

"નહીં, નહીં, બહેન હુસ્નબાનું, તેમ નથી. તે તમામ ઓરત જાતને ધીક્કારે છે અને જીંદગી સુધી પોતે કુંવારો રહેવાના કસમ ખાય છે."

"હું માનું નહીં, કદી માનું નહીં. જે કામો લાખો લશકરની ફોજથી થઇ નથી શકતાં તે કામ એક અદના અબલા સહેલાઇથી બજાવી શકે છે એવા એક નહિં પણ અનેક દાખલાઓ તવારીખમાં મોજુદ છે. એક સ્ત્રીના વિચાર પુરૂષથી નહી ફેરવાય, પણ એક પુરૂષના વિચાર એક મક્કમ મનની સ્ત્રી એક લ્હેકામાં ફેરવી શકે છે. શાહજાદો સલીમ ગમે એવો બહાદુર અને દ્રઢ વિચારવાળો હશે પણ સ્ત્રીમોહીનીની આગળ તેની બહાદુરી કે મન સંબંધી મક્કમતા કદી ટકી શકવાની નથી. સંસારમાં સુખ કે દુઃખનું મુળ સ્ત્રી છે. સ્ત્રી વગરનો સંસાર ખાંડ વીનાની ખીર જેવો છે.

"તે ખરૂં પણ આખાં સમરકંદમાં મજબુતીથી બોલાય છે કે શાહજાદો સલીમ જે બોલે તેજ બજાવે એવો છે."

"નહીં, દિનારબાનું, નહીં; તમે હજી ઘણાં નાદાન છો."

દુશ્મનખાનું બોલી. મોટા મોટા સાધુ સંતો અબલા જાતિથી મહાત થયા છે તો એ શાહજાદાનો શો આશરો ? અરે, હું અહીંની રહીશ નથી અને તમારા સુલતાનની હું રૈયત નથી, નહીં તો સલીમને એક લેહઝામાં ઠેકાણે લાવતે."

"અરે-અરે-એમ નાં બોલો, મારા બહેન ! અમારો નામવર સુલતાન દર રાતે ચર્ચા જોવાને છુપા વેશે ફરતો ફરે છે અને કદાચ જો આ વાત તેના સાંભળવામાં આવશે તો આપણ ત્રણેને પકડાવી મંગાવી તે પુછી શકશે."

"તેના શી ફીકર છે ? હું ઇચ્છું છું કે આપણી આ વાત સુલતાનના કાનપર આવે અને તે આપણને બોલાવી આ કામ મને સોંપે તો હું અમીર ખુશરોની બેટી ખરી કે શાહજાદા સલીમને સુધારી એક સંસારી માણસ બનાઉં !

અને અહીં તે ત્રણે સહીઓ ખડખડ હશી પડી.

તેજ પળે પેલો ખાંધપર ચઢીને બારી આગળ ઉભેલો શખ્સ જમીનપર કુદી પડી બોલ્યો:-"અબુહુસેન, આજ રાતનો આપણો ફેરો સફળ ઉતર્યો છે. તેં સઘળી વાતચીત મારી માફક સાંભળી છે, એટલે તને વિસ્તારથી શમજાવવાની જરૂર નથી. આ મકાન પર તારી છુપી નીશાની કરી લે અને આવતી કાલે આ ત્રણે ખુબસુરત નાજનીનોને બા ઇઝત મારી દરબારનાં જનાનખાનામાં હાજર કરજે."

"તારા હુકમને મારા સર પર ચઢાઉં છું, તાજવર !" અને એમ કહી વજીર અબુહુસેન સુલતાન શેહેરીયારનો હુકમ બજાવવા દોડયો અને સુલતાને મેહેલ તરફનો રસ્તો લીધો.



# પ્રકરણ ૪ થું.

બીજે દીને બામદાદમાં વજીર અબુહુસેન આબાદ તેજ મકા-નનાં દરવાજાપર જઇ ઉભો અને સુલતાન શહેરીયારનું ફરમાન તે દિલકશ મેહલનાં માલેક અમીર મુબારકજંગને જાહેર કરી તેનાં ઘરમાં જે ત્રણ ખુબસુરત નાજનીનો છે, તેઓને દરબારનાં ઝરખામાં દાખલ કરવાની અરજ કીધી.

અમીર મુબારક, સુલતાનનો આ હુકમ સાંભળી અચરતીથી દંગ થઇ ગયો. તે ગભરાઇ ગયો કે રખેને સુલતાન પોતાના રાબેતા મુજબ ગઇ રાતે પણ નગર ચર્ચા જોવા નીકળેલો મારાં મકાનપરથી પસાર થયો હોય અને તે વખતે તેણે મારી બેટીઓને સહી સાથ ખુશ ગોફ્તેગો કરતાં સાંભળી હોય. તેથી શું થયું ? સુલતાન શેહે-રીયાર એક ઇનસાફી રાજકર્તા છે. નજીવાં કારણસર તે એમ કદી બોલાવી મોકલે નહીં. જ્યાં છે ત્યાં એ છોકરીઓથી કાંઇ એવું બોલાયું હોય કે જેનું સ્પષ્ટિકરણ કરવાને સુલતાન ઉત્સુક બન્યો હોય એમ લાગે છે.

વજીર અબુહુસેન આટલો વખત અમીર મુબારકના ચેહેરાપર થતા ફેરફાર બારીકીથી તપાસતો હતો.

"તમોને ઘબરાવાનું કાંઇ કારણ નથી અમીર મુબારક!" વજીર બોલ્યો "આપણો ઇનસાફી સુલતાન વગર વાંકે કોઇને કદી દુખ દેતો નથી. તમે તેના હુકમને એકદમ નમો અને અલ્લાહ તેમાંથી

સારૂં જ કરશે."

"બેશક હું તે તાજવરનાં હુકમને મારી સરોચશ્મથી નમું છું, નામવર વજીર!" અમીર મુબારક બોલ્યો. વજીર અબુહુસેનનાં ઉપલા સધિયારાથી તેને હવે હીંમત આવી. "તેનાં હુકમની હું બહાર નથી. તમેં જ્યારે ફરમાવો ત્યારે તૈયાર છું. તમો જેવા એક દરજ્જાદાર અને નામવર સુલતાનનો મોટો વિશ્વાસ ધરાવનાર વજીર સાહેબને મારાં ગરીબ મકાનમાં પધારેલો જોતાંવારજ ચેતી ગયો હતો કે કાંઇપણ અસાધારણ બન્યુ છે. મારાં બચ્ચાંઓનાં હકમાં કાંઇ બુરૂં તો નથીની, નામવર વજીર?

"ના. નહીં; જરાએ નહીં. ઉલટું સારૂં થશે, પણ તે આગમચ થોડીક ઇન્તેજારી તમોને ખમવી પડશે. હું દિલગીર છું કે નામવર સુલતાનનું આ ફરમાન અંદરખાને શું ભેદ ધરાવે છે તેથી હું પુરેપુરો વાકેફ હોવા છતાં તમોને તે જાહેર કરી શકતો નથી. બરાબર દસ કલાકે નામદાર સુલતાન દરબારમાં બેસશે અને તે વખતે ઉપલા ઝરૂખાપર પુરતા મહલજાની વચ્ચે તે ત્રણે નાજનીનોને તમે હાજર રાખશો. તેમનું માન દરેક રીતે સાચવવાનો મને હુકમ મળેલો છે. ચાલો હવે હું રજા લઇશ. ખુદા હાફેજ!

વજીર અબુહુસેન વિદાય થયા બરાબર અમીર મુબારક અંદર ગયો અને પોતાની બન્ને બેટીઓ ઝોહરા અને દિનારજાદીને બોલાવી નામદાર સુલતાનનાં ફરમાનથી વાકેફ કરી ગેઇ રાતે તેઓએ શું વાતો કરી હતી તે જાણવા ઇચ્છયું. તે બન્ને બેહેનો એક તડાકે પામી ગઇ કે જ્યાં છે ત્યાં સુલતાન નગર ચર્ચા જોવા નીકળેલો તેમને

સાંભળી ગયો છે. પોતાની સહી હુસ્નબાનું જોડે શાહજાદા સલીમ વિષે વાત થઇ હતી, તે સરવ બીનાથી પોતાના પીતાને વાકેફ કર્યો અને ફિકરગંદ બની કે "કોણ જાણે તે ખુશ ગોફ્તેગોનું પરિણામ કેવો અંજામ બતાવશે."

"ચીંતાતુર બનવાનું કાંઇ કારણ નથી, મારી બેટીઓ ! પણ હુસ્નબાનુંને અને કદાચ તમને પણ એ વિષે ખમવું પડશે. તમે સારી પેઠે જાણો છો કે આપણો સુલતાન દરરોજ રાતે છુપા વેસે નગર ચર્ચા જોવા નીકળે છે, તો તે વખતે, આ ગંભીર બાબદપર તમોએ કશી ગોફ્તેગો કરવી નહીં હતી. તમારી સરવ વાતચીત સુલતાને કાનોકાન સાંભળી છે, અને ખુદા જાણે હવે તેનું પરીણામ શું આવશે."

આ વાત ચાલે છે તેટલાં હુસ્નબાનું ત્યાં આવી લાગી, જેને અમીર મુબારક પોતાની બેટી પેરે ચાહતો હતો. તેણે ગઇ રાતના બનેલા બનાવ વિષે અને આજે સુલતાન તરફથી મલેલાં ફરમાન વિષે ખુબસુરત હુસ્નને વાકેફ કીધી, જે વખતે તેણીના મોહડાપર શા ફેરફાર થાય છે તે તેની ચપળ આંખ બારીકીથી તપાસતી હતી.

અમીર મુબારકને મોહડે સઘળું દાસ્તાન સાંભળી રહી હુસ્નબાનું હસી પડી, જ્યારે તે બાપ બેટીઓનાં હોંશ લગભગ ઉડી ગયા હતા !

"તમે શા માટે ફિકર કરો છો ચચાજાન ? હુસ્નબાનું હીંમતથી બોલી. "કુદરત એમાંથી કાંઇ જુદોજ રસ્તો લેવાની હશે ! ગઇ રાતની વાતચીતમાં મુંખ્ય ભાગ મારો હતો. તમારી બેટીઓ

જ્યારે તરફેણમાં, ત્યારે હું એકલી શાહજાદા સલીમની વિરૂધમાં બોલતી હતી. માટે સુલતાન જો અમોને કાંઇ શિક્ષા કરવા ચાહતો હોય તો મને એખલીને કરશે—એહેનો ઝોહરા કે દિનારજાદીનાં એક બાલને વાંકું આવનાર નથી."

"તે ખરૂં, મારી દિકરી, પણ તુંને શિક્ષા થાય તે હું કેમ જોઈ શકું ? તારા પિતાને હું શું જવાબ આપીશ ? યા ખુદાવંદતાલા ! એ કેવી આફત ! એ કેવો ગજબ !"

"આફત નથી ને ગજબબી નથી ! હું તો આ વાત સાંભળી અજબબી થતી નથી !" હુસ્નબાનું ફરીથી હસતે ચેહેરે બોલી. "યાદ રાખજો ચચાજાન, કે એમાંથી એક જુદોજ ફાંટો ફુટશે અને—"

"તે શું ?"

"તે હું આજે કહી શકતી નથી. વખત આવશે ત્યારે આપ મેળે બાહાર આવશે."

"છોકરી છોકરી ! તું અજબ હીંમતવાન છે ! સુલતાન શેહેરીયાર ઇનસાફી છે ખરો, પણ તેથીંજ કહું છું કે તમારો ઇનસાફ કરવાજ તે તમોને તેડે છે. સબબ મળ્યા વગર એ નામવર તમોને આમ કદી બોલાવે નહીં."

"તમે ભુલ કરોછો ચચાજી, મેં તો ગઇ રાતે પોતે ઇચ્છેલુંજ હતું કે નામવર સુલતાન એ વાત સાંભળે !"

"હેં ? ખરેખર" અમીર મુબારક અચરતીથી પુછવા પડ્યો.

"હા, બોલેબોલ ખરૂં."

"તું શું બોલી હતી, બેટી ?"

"હું બોલી હતી કે 'મોટા મોટા સાધુ સંતો અબલાજાતિથી મહાત થયા છે તો એ શાહજાદાનો શું આશરો?' વળી મેં એમ પણ કહ્યું હતું કે 'અરે, હું અહીંની રહીશ નથી અને તમારા સુલતાનની હું રૈયત નથી, નહીં તો સલીમને હું એક લેહઝામાં ઠેકાણે લાવતે!" મને આમ બોલતી સાંભળી બેહેન દિનારે મને બોલતાં અટકાવી હતી કે—'અરે અરે-અરે-એમ નાં બોલો મારાં બેહેન! અમારો નામવર સુલતાન દર રાતે ચર્ચા જોવાને છુપા વેશે ફરતો ફરે છે અને કદાચ જો આ વાત તેનાં સાંભળવામાં આવશે તો આપણ ત્રણેને પકડાવી મંગાવી તે પુછી શકશે.' બેહેન દિનારજાદીએ બતાવેલી આ ચિંતાનો મેં જવાબ આપ્યો હતો કે—'તેની શી ફીકર છે? હું ઇચ્છું છું કે આપણી આ વાત સુલતાનના કાનપર આવે અને તે આપણને બોલાવી આ કામ મને સોંપે તો હું અમીર ખુશરોની બેટી ખરી કે શાહજાદા સલીમને સુધારી એક સંસારી માણસ બનાઉં."

"અરે—અરે—બેટી બેટી! એ તેં શું કીધું." અમીર મુબારકનો ધભરાટ વધારે વધી ગયો. "શાહજાદો સલીમ એક એવો મજબુત ઇરાદનો માણસ છે કે તેનાં વિચારો ફેરવવાનું કામ રાતનાં માહતાબને દિવસનાં આફતાબની જગ્યાપર ફેરવવા જેટલું કઠણ કામ છે. તે તું કેમ બજાવી શકશે?"

"બજાવીશ, ચચાજી, તે હું બજાવીશ."

"નહીં બજાવાય, મારી બેટી તું નાહક ગુમાન ના રાખ; આ કઠણ કામ તારાથી નહીં બજાવાય. જ્યાં અબુલહુસેન જેવા જમાને

ખાયેલ દાનાવ વઝીરનું નહીં ચાલ્યું ત્યાં તું એક કોમળ છોકરી શું કરી શકનાર હતી?"

"હાંજ તમારી ભુલ છે, મારા મુરબ્બી હાંજ તમારી ભુલછે." હુસ્નબાનું ટેક રાખીને બોલી. "એક જબરદસ્ત હાથીને એક ઝીણું મગતરૂં જીવ હાર મારી શકે છે તે શું તમે નથી જાણતા? જે કામો મોટા મોટા રણવીરલાઓથી નથી થઇ શકયાં તે કામ એક કોમળ સ્ત્રી આસાનીથી બજાવી શકે છે. તમે બેફિકર રહો, ચચાજાન, શાહજાદા સલીમની મેં નીંદા કરી નથી કે મને ડરવાનું હોય. અને તે કરતાં, મેં વાપરેલા શબ્દો નામવર સુલતાનની નજરમાં અપમાનકારક જણાશે તો તે હમાંનીઓનો શાહ મને જે સાસન આપશે તે હું માન સહિત માથે ચડાવીશ."

આ હીંમતવાન જવાબો પછી, ઘરમાં આવેલી એક પરોણીને અમીર મુબારક વધુ શું કહી શકે? હુસ્નબાનુનું બોલવું એવું હસીલબાજ હતું કે અમીર તેણીને કશો ઉત્તર આપી શકયો નહીં. આ જુવાન છોકરીની એવી તારીફલાયક હીંમતપર તેનાંથી મનમાં આફરીન કીધા વગર રહેવાયું નહીં. અંતે એવું ઠર્યું કે અમીર મુબારકજંગની બેગમ અમીરા ઝહેનુલ-નિશાની સાથે તે ત્રણે નાજનીઓએ વખતસર દરબારનાં ઝરૂખાપર દાખલ થવું અને નસીબો શું રંગ બતાવે છે તે કુદરતપર છોડવું.



## પ્રકરણ ૫ મું.

### ભાઇનું ખુન કરનાર બ્હેન!

સુલતાન શેહેરીયારની દરબારનો ઠાઠ બાગે બેહેસ્ત જેવો દમામદાર હતો તેની તમામ રૈયત તેની ઉપર ફીદા હતી. ઇનસાફમાં તે એકકો કહેવાતો હતો અને ગરીબ કે માતબર તેનાં મનથી એકસરખાં હતા. જે કીર્તી સુલતાન શેહેરીયારે મેળવી હતી, તેવીજ કીર્તી શાહજાદો સલીમ પણ મેળવવાને નસીબવંત હતો.

ઠરાવ મુજબ ઝબ્બુનુલનિસા પોતાની બેટીઓ ઝોહરા અને દિનારજાદી તથા પરોણી હુસ્નબાનુને લઇ વખતસર દરબારનાં જનાનામાં દાખલ થઇ, જેમને સુલતાન શેહેરીયારે આગમચથી આપી મુકેલા હુકમથી, વડી સુલતાના નુરમહાલે ભારે આદરભાવથી આવકાર દીધો. વાંચનારને યાદ હશે કે એજ સુલતાના નુરમહાલ શાહજાદા સલીમની સગી માવતર થતી હતી અને તેને સંસારમા પડેલો જોવાને સુલતાન શેહેરીયારના જેટલીજ ઇન્તેજાર હતી.

બરાબર દસને ટકોરે સુલતાન શેહેરીયાર પોતાના હીરાજડીત આસાનપર બીરાજ્યો. તેનાં જમણા હાથપર શાહજાદા સલીમે અને ડાબા હાથપર વજીર અબુહુસેને જગ્યા લીધી. દરબારના અમીરો પોતપોતાનાં દરજ્જા મુજબ ગોઠવાયા પછી રાબેતાનાં ઇનસાફનું કામ ચાલ્યું. થોડીક મુદત થઇ સુલતાન શેહેરીયારે ન્યાય તોલવાનું કામ

શાહજાદા સલીમને સોંપ્યું હતું અને પોતે બનતાં સુધી અલગ રહી ઇનસાફનાં બીકટ સવાલોમાં સમરકંદનાં ભવિષ્યનાં સુલતાનને કેળવવા માંડયો હતો. શાહજાદો સલીમ પોતાને સોંપવામાં આવેલું કામ ઘણી બાહોશીથી બજાવતો હતો. પોતાનો દરજ્જો, ટેક અને દબદબો તે અચ્છી અદાથી જાળવી શકતો હતો અને તેથી સમરકંદની પ્રજા તેને સુલતાન શેહેરીયારનો "બીજો નમુનો" ગણુતી હતી.

આજની દરબારનો ઠાઠ પણ તેવોજ હતો, દરબારના ઝરૂખાપર સોનેરી પડદાઓની પાછળ વડી સુલતાના નુરમહાલ તથા સુલતાનની બીજી માનીતી બેગમો આવી બેઠી હતી કારણ કે આજે એક એવો ઇનસાફ થનાર હતો કે, જે વીશે આખી પ્રજામાં ઉલટ ઉશકેરાયલી હતી, જેથી દરબારમાં તમામ અમીર ઉમરાવોએ ત્યાંજ હાજરી આપવા ઉતરાંત રૈયતનું પણ પુષ્કળ લોક એકઠું થયું હતું—બીજા બોલોમાં 'ખુદાની ખલક' ત્યાં હાજર થઇ હતી.

આજનો ઇનસાફ એ હતો કે એક મોટે ખાંચરેની નવ જવાન મોહરદારપર પોતાના પ્રિય પરણેતરને ખાણામાં ઝેર આપીને મારી નાંખવાનો આરોપ મુકાયો હતો અને તે મુકદમાએ પ્રજામાં પુષ્કળ ચર્ચા ફેલાવી મુકી હતી. જે યુવાન રૂપાળી છોડીપર આ તોહમત મુકવામાં આવ્યું હતું તેણી આ પાપી કામ કરે એમ કોઇનાં પણ ધારવામાં આવતું ન હતું, પરંતુ તેણીના સાસરીઆંઓએ તેણી ઉપર મજબુત શક પકડયો હતો. વાદી-પ્રતીવાદી ઉમરાવ દરજ્જાના હોવાથી તેમની તપાસ સુલતાન શેહેરીયારની હાજરીમાં શાહજાદો સલીમ પોતે આજે ચલાવનાર હતો, પોતાનો બેટો, કે જેને અબળાજાતિ તરફ

અજબ જેવી ગુગ હતી તે આ ઇનસાફ કેમ કરે છે તે બારીકીથી તપાસવા માટે સુલતાન અને સુલતાનાં ઇન્તેજાર બન્યાં હતાં. વડી સુલતાનાં નુર મહાલનું દરબારના ઉપલા ઝરૂખા (ગેલેરી) ઉપર આવી બેસવું ઉપલી ઇન્તેજારીને આભારી હતું, જ્યારે બીજી બેગમો અમીરી ખાનદાનને લગતા આ ચર્ચાખોર બનાવનું શું છેવટ આવે છે તે નિહાળવાની માત્ર કુદરતી સાદી જીજ્ઞાસા તૃપ્ત કરવાનેજ આવી બેઠી હતી.

ત્યારે અમીર મુબારકના બુઝર્ગ બેગમ અને તેમની બેટીઓ તથા ચંચળ પરોણી એ સર્વ ક્યાં હતાં? તેઓ પણ ત્યાંજ—વડી સુલતાના નુરમહાલની પડોસમાંજ બેઠેલાં હતાં અને દરબારનો દમામ અને આજના બનાવ વિશે લોકોની નિહાયત ઉલટ તપાસતા બેઠાં હતાં. વડી સુલતાનાએ આજના ઇનસાફ વિશે તેમને માહીતગાર કરેલાં હતાં જેથી ત્યાં શું બને છે તે તેઓ ઇન્તેજારીથી જોતાં હતાં.

પણ એક જીવ જુદીજ તરફ ખેંચાયલો હતો. શાહજાદા સલીમ પર એક સરખી તીક્ષ્ણ નજરે તે જોતો હતો. વાંચનાર, એ કોણ? એ આપણી હેરાત શેહેરની હુસ્નબાનું—અમીર મુબારકની માનીતી પરોણી હુસ્નબાનું હતી.

જે શાહજાદાને માટે તેણીએ ગેઇ રાતે ટીકા કર્યા હતા, તે શાહજાદાને પહેલવહેલો નજરે જોવાની તક તેણીને હમણાંજ મળી હતી અને તેનો તે પુર્ણ લાભ લેતી હતી. જ્યારે બીજાઓ દરબારના જુદા જુદા દેખાવો તરફ આમથી તેમ જોઇ મોજ મેળવતાં હતાં, ત્યારે તે પરદેશી પરોણી એકાગ્રહ રીતે શાહજાદા સલીમનેજ નિહાળી રહી હતી.

“આહા! કેવો મીઠડો ને મોહક જવાન છે!” તેણી મન સાથ

એકલી વાત કરતી હતી. "એની પેશાનીપર કુદરતે શી રીતની નુરાની મુકી છે! એનું અણિયાળું નાક કેવું એનમુંન છે! એનાં ગાલપર કેવો ગુલાબી બહાર છે! આહ! ખુબસુરત જવાન! ભાગ્યશાળી શાહજાદા! દુનિયામાં તારી જોડ મળવી બેશક મુસ્કીલ હશે! તારો દમામ અને ટેક ખરેખર તારૂં રાજબીજ બતાવે છે! તારાં નેણના ચમકારા સામે જોવાની આ દરબારનાં આટલા બધા અમીરોમાંથી કોઈપણ હીંમત કરી શકતું નથી, એ તારી કેટલી ને કેવી પ્રભા? હું મારાં મન સાથ કસમ લઉં છું કે પરણું તો તારી સાથ પરણું અને નહીં તો આ કુમારી જીંદગી એમની એમ પુરી કરૂં!"

શાહજાદા સલીમનો નવજવાન દિલકશ ચેહરો જોઈ હુસ્નબાનુના હોંસ ઉડી ગયા! જે સ્ત્રી શાહજાદાનો શેકાર કરવા ઇચ્છતી હતી, તે પોતેજ તેના પ્યારનો શેકાર થઇ પડી!

આટલું છતાં તે હીંમતવાન કુમારીકાએ પોતાનો ચેહેરો એવો સતેજ રાખ્યો કે અંતઃકરણમાં સળગેલા તે પ્રેમાંગ્ગારનાં સેહેજ પણ ચિન્હ તેણીએ ઉપરનાંઓને જણાવા દીધાં નહીં.

અમીર મુબારક દરબારમાં બીજા ઉમરાવો ભેગો બેઠો હતો. તેને ખુનનાં તે મુકદમા પછી પોતાના મુકદમાનો નિર્ણય આવશે તે જાણવાની ઓછી ઇન્તેજારી ન હતી. જો સુલતાન શેહેરીયાર આવી મોટી મીજલસ દરમ્યાન ગઇ રાતની નગરચર્ચાનો સવાલ પેશકરાવશે તો તેને બીજા અમીરોમાં બહુ માઠું લાગવાની ચીંતા વ્યાપી રહી હતી પણ અમીર મુબારક જે ચીંતા રાખતો હતો તે થોડાજ વખતમાં આપ મેળે દુર થઇ ગઇ.

શાહજાદા સલીમે પેલી ઉમરાવ ખાનદાનની મોહોરદારપર મુક-વામાં આવેલું પોતાના ખાવીંદનું ખુન કરવાનું તોહમત નજદીક ત્રણ કલાક સુધી બહુ બારીકીથી તપાસ્યું. જોનતા શાક્ષી પુરાવા લીધા અને અંતે ત્યાંને ત્યાંજ એવો નમુનેદાર ઇનસાફ કીધો કે પેલી તક-સીરવાર જવાન બાઇ નિરપરાધી ઠરીને છુટી ગઈ અને ખરા ખુની તરીકે તેણીની નણંદ તે મરનારની બેહેનને પકડવામાં આવી, કે જેણીએ પોતાના ભાઇની મોટી માલ-મીલકતનો વારસો મેળવવા માટે આ કરપીણ કામ કર્યું હતું!

તે કાવત્રાંબાજ સ્ત્રીને તુર્તાતુરત પકડી મંગાવવામાં આવી અને શાહજાદા સલીમે તેણીને દયા બતાવી ફાંશીની શિક્ષા ન કરતાં જન્મ દેશનીકાલનું સાંસન આપ્યું! તેના આ અચુક ઇનસાફથી આખી દરબાર હેરત રહી!

તેજ વખતે સુલતાન શેહેરીયારે "દરબારે ખાસ" ભરવાનો હુકમ આપ્યો અને તે સાંભળતાંજ અમીર-ઉમરાવો દરબાર છોડી ગયા. સૌ કોઇને રોશન હતું કે સુલતાન શેહેરીયાર દરરોજ છુપા વેશે નગર ચર્ચા જોવા નીકળતો હતો. તે પોતાનું રાએતાની દરબા-રનું કામ આટોપ્યા પછી "દરબારે ખાસ" ભરતો હતો અને તેમાં ગેઇ રાતની તપાસમાં મળેલા શેકારને રજુ કરવાનું કામ વજીર અબુહુસેનનું હતું. એ "દરબારે ખાસ"માં સુલતાન અને વજીર એ બે શિવાય ત્રીજું કોઇને હાજર રહેવાનો હુકમ ન હતો, પણ આજે બીજી બેગમો ઝરૂખાપરથી ઉઠી જવા છતાં, વડી સુલતાનાં નુરમહાલ ત્યાંજ બેશી રહી અને તે સુલતાન શેહેરીયારની રૂબરૂ બેઠી હતી તેમાં શક ન હતો.



# પ્રકરણ ૬ ઠું.



## " દરબારે-ખાસ "ની " નાજુક પરોણી."

અમીરા ઝયનુલનિસા તેની બેટીઓ અને પરોણી આ મામલો તુર્ત પામી ગયાં કે આજની તપાસ દરમ્યાન વડી સુલતાના નુરમહાલ તેમની જોડે ઝરૂખાપર બેસી રહી તેનો સબબ સુલતાન શેહેરીયારે તેણીને ગેઇ રાતના બનાવ વિષે આગમચથી આપેલી ચેતવણીને આભારી હોવો જોઇએ.

એ રીતે ત્યારે સુલતાન શેહેરીયારની " દરબારે ખાસ "માં સુલતાન પોતે, વજીર અબુહુસેન, ઝરૂખામાં બેઠેલી વડી સુલતાના નુરમહાલ, અને તેની પાસે બેઠેલાં અમીરા ઝયનુલનિસા તથા ત્રણ બેટીઓ હતી.

હુસ્નબાનું હવે પોતાની જગ્યામાં તટાર થઇ બેઠી. તેણી પામી ગઇ કે હવે તેની પરીક્ષા લેવાનો વખત આવી લાગ્યો છે.

" અબુહુસેન, મારા દાનાવ વજીર, ' દરબારે ખાસ 'ની સઘળી તઇયારી છે ?" નામવર સુલતાને પોતાના તખ્તપર તડો થતાં સવાલ મુકયો.

" હા, તાજદાર !"

" ગેઇ રાતની ત્રણે નાજનીનો ઝરૂખાપર હાજર છે ?"

" હા ખુદાવંદ !"

"દરબારના દરવાજા બંધ થયા ? આપણી આ તપાસ બંધ બારણે ચાલવી જોઇએ."

"ઇમાનીઓનાં શાહ ! મેં તેનો અચુક બંદોબસ્ત આગમચથી રાખેલો છે. સર્વ દરવાજા ક્યારના બંધ થઇ ચુક્યા છે."

"ઝરૂખા પર કોણ કોણ છે ?"

"જી હુઝુર, નામદાર વડા સુલતાના તથા અમીર મુબારક જંગનાં બુઝર્ગ બેગમ સાહેબ ઝઇનુલનિસા અને બેટીઓ."

"અને પેલી ચંચળ પરોણી ?"

"હા ખુદાવંદ તેણી પણ હાજર છે. બેગમ સાહેબની બેટીઓમાં મેં તેણીને પણ ગણી છે."

સુલતાન શેહેરીયારે અહીં એક પળ કાંઇ વિચાર કર્યો અને પછી ઝરૂખા તરફ જોઇને પુછ્યું. "બેગમ સાહેબ ઝઇનુલનિસા, તમે અને તમારી બેટીઓએ આજની તપાસ માટે તમારાં અંતઃકરણમાં કુશી રીતે અંદેશો રાખવો નહીં. ગેઇ રાતે હું મારા દાનાવ વજીર સાથે મારા રાબેતા મુજબ નગર ચર્યા જોવાને નીકળ્યો હતો, તે દરમ્યાન, તમારાં મકાન આગળથી પસાર થતાં મેં જે જે સાંભળ્યું છે, તેનું સ્પષ્ટિ કરણ કરવા માટે આજે મેં તમો સર્વને તસ્દી આપી છે, અને ઉમેદ છે કે, જે ખુબસુરત નાજનીને ગેઇ રાતે મારા પ્રિય પાટવી કુંવર માટે હીંમતવાન શબ્દો ઓચર્યા હતા, તેને તે અહીં પણ વળગી રહેશે. હું જાણવા ઇચ્છું છું કે એ ચંચળ કુમારીકા કોણ છે અને તેણી કિયું મુબારક નામ ધરાવે છ ?

"જેહાંપનાહ ! અલ્લાહતાલા તારી ઉમરદરાજી કરે ! તું નામ-

વરે આપેલાં અભય વચનપર મને પુરેપુરો ઇતબાર છે." અમીરા ઝઇનુલનિસા ઝરૂખાપરથી બોલ્યાં. "એ બચ્ચાં મારાં નહીં પણ તું નામવરનાં પોતાનાં છે એમ હું સમજું છું. સમરકંદની આખી શહેનશાહતમાં તારા અદલ ઇનસાફની બલિહારી ફેલાયલી છે અને તું તાજદાર તારી પ્રજાને પિતા પેઠે પાળે છે તેની કીર્તી ચોમેર પસરેલી છે, જેથી અમોને વિશ્વાશ છે કે અમો તારી પનાહમાં તમામ સલામત છઇએ. ગેઇ રાતની તું નામવરની નગર ચર્યા દરમ્યાન મારાં મકાનમાં થયલી વાતચીત તમોએ કાનોકાન સાંભળી અમોને આજે અહી બોલાવ્યાં છે અને જે ઇઝત દીધી છે, તે ઉપરથી હું કલ્પી શકું છું કે તેમાંથી અમોને કાંઇ લાભજ થશે. મારી બેટીઓ ઝોહરા અને દીનારજાદી પોતાની પ્રદેશવાશી સહી જોડે ખુશગોફતેગો કરતાં તારા જે ગુનાહમાં આવી છે, તે બદલ જો તું નામવરને કાંઇ અપમાન મળેલું તું સમજતો હોય, તો, એ નિર્દોશ બચ્ચાંઓ તરફથી હું પ્રથમથીજ તારી માફી ચાહું છું. અમારી જે પરોણીએ તારા સદગુણી શાહજાદા વિરૂદ્ધ જે ટીકા કીધા છે તેણી પોતે પણ અહીં હાજર છે. મને કહેવાની રજા આપ, ઓ કીર્તીવાન સુલતાન, કે તેણીની નેમ તારા શાહજાદા તરફ જરાપણ દવેશભાવિક હતી નહિ. નામવર સલીમ સ્ત્રીજાતિ તરફ જે અસાધારણ સુગ ધરાવે છે, તે વાત જાણીને મારી પરોણી હુસ્નબાનુએ ગઇ રાતે ટીકા કીધા હતા કે તેને સુધારવાનું કામ જેટલું ધારવામાં આવે છે તેટલું કઠીણ નથી જો કે તેનાં આ મતને હું મળતી થતી નથી, તેમજ મારા ખાવીંદ અમીર મુબારક પણ તેવાજ વિચાર ધરાવે છે, તે છતાં, હું એકરાર કરૂંછું કે તેણીએ આ ટીકા

ગેઇ રાતે કીધા હતા એ સાચી વાત છે."

"તમારો આ ખુલાસો-પવિત્ર અંતઃકરણથી કીધેલો ખરો ખુલાસો-સાંભળી હું ઘણો ખુશી છું." સુલતાન શેહેરીયાર હસ્તે મોહડે બોલ્યો. "પણ એ વાત તમારી નાજુક પરોણી કબુલ રાખે છે કે?"

"હા નામવર! હું તે માન સહિત કબુલ કરૂં છું." હુસ્નબાનુએ હાથ જોડી ઝરૂખા પરથી જવાબ આપ્યો. "જે વાત તું તાજદારે ગઇ રાતે સાંભળી છે, તે વિષે હું પવિત્ર એકરાર કરૂં છું કે તે તમામ ખરી છે અને તેમ હું બોલું છું."

"શાબાશ! આફ્રીન છે તારી હીંમતપર, બેટી!" સુલતાને હર્ષ જાહેર કીધો. "હું ધારતો હતો કે ગઇ રાતે મેં કાંનોકાંન સાંભળેલી બીનાં-કહો કે નજરો નજર જોયલી બીના-તમો તરફથી ના પાડવામાં આવશે."

"શા માટે ના પાડિયે નામવર? તારા જેવા એક ઇનસાફી સુલતાનથી અમોને ગેરઇનસાફ કદી થવાનો નથી એમ જો અમો ખાત્રીથી ધારતાં હોઇએ તો એક બનેલી બીનાને દાબી શા માટે દઇએ?" હુસ્નબાનું હીંમતથી બોલી. "જે બીનાં અત્રે રજુ થઇ છે તે ખરી છે એમ હું બાપોકાર રજુ કરૂં છું અને તે માટે તું નામવર મને જે સાંસન આપવા ઇચ્છતો હોય તે હું માન સહીત માથે ચડાવીશ."

"નહીં, બેટી નહીં! સાંસન કરવા માટે મેં તને અહીં બોલાવી નથી. મારો હેતુ કાંઇ જુદોજ છે. પ્રથમ તું મને ખુલાસો કર, અય ખુબસુરત નાજનીન, કે તું કીયા મુલકની રહીશ છે અને કોણ ભાગ્યશાળી બાપનું ફરજંદ છે?"

"ઓ ઇનસાફનાં થંબ! હું હેરાતનાં હાકમ અમીર ખુશરોની એક પુરી બેટી છું. તું તાજદારની કિર્તી અમે દુરથી સાંભળતાં હતાં, જે બોલેબોલ સાચી છે એમ હું આજે નજરે જોઇ પ્રત્યક્ષ ખાત્રી કરી ચુકી છું."

"હું સાંભળીને ઘણો ખુશી છું, અય બાનુ, કે તું એક અમીરી ઓલાદ ધરાવે છે." સુલતાન શેહેરીયારે પોતાની પસંદગી જાહેર કીધી. "ખાનદાની ખમીર વગર ગઇ રાતનાં જેવા હીંમતવાન સખુનો નીકળી શકે નહીં તે હું સારી પેઠે સમજું છું અને હવે હું પુછવા માગું છું કે શાહજાદા સલીમને એક સંસારી માણસ બનાવવાનું કામ જો હું તું નાઝનીનને સોંપું તો તે તું તારા ગેઇ રાતના વચનને વળગી રહી બજાવવાની હીંમત ધરાવે છે?"

સુલતાનનો આ છેલ્લો વાકય સાંભળતાંજ વડી સુલતાના, અમીરા ઝઇનુલનિસા અને ઝોહરા તથા દિનારજાદી, ઝરૂખાપર હુસ્નબાનુ હવે આ સવાલોનો શું જવાબ આપે છે તે સાંભળવા માટે ઇન્તેજાર બની તેણીનું કોહું ટીકવા પડયાં; પણ હીંમતવાન હુસ્ને જરાએ ડગડગ્યા વગર તેજ ઘડીએ જવાબ વાળ્યો કે—

"હા, નામાંકિત સુલતાન! મારાં વચનને વળગી રહી, જો તારી રજા હોય તો એ કામ બજાવવાને હું પુરતી તાકાદ અને હીંમત ધરાઉં છું.

"આફરીન! આફરીન!" એક તરફ સુલતાન, બીજી તરફ વજીર અબુહુસેન અને ત્રીજી તરફ ઝરૂખાપર બેઠેલી બેગમોએ એકી વખતે હુસ્નબાનુંની હીંમતપર આફરીન કીધી.

# પ્રકરણ ૭ મું.

## બીડું ઝડફનાર બેગમ.

તેજ વખ્તે નામવર સુલતાને વજીર અબુહુસેનને હુકમ કીધો કે "અબઘડી એક કીંમતી સરપાવ લાવી હેરાત શેહેરનાં હાકમની એ હીંમતવાન બેટીને બક્ષેશ કરે."

વજીરે તુરત તે હુકમ બજાવ્યો.

તપાસ પાછી આગળ વધી. સુલતાન શેહેરીયાર ફરી એકવાર પોતાના તખ્તપર તડો થઇ બેઠો. તેનું અંતઃકરણ ખુશાલીથી છલાછલ ભરાઇ ગયું હતું અને તેની છાતીને ખલાસી આપવા માટે થોડો-વાર તેણે ચુપકીદી પકડી.

બાદ તે બોલ્યો; "અય ખુબસુરત બેટી! મારી આખી શહેનશાહતમાં તારા જેવી હીંમતવાન બાનું હું કોઇ જોતો નથી એ મારો ખુલ્લો બેદ છે, જે જોખમભર્યાં કામને માટે તું આટલી હીંમત ધરાવે છે તેમાં જો તું ફતેહમંદ ઉતરે તો આ શેહેનશાહતની તેં કાંઇ ન્હાની-સુની સેવા બજાવેલી કહેવાશે નહીં, કારણ કે શાહજાદા સલીમને એક સંસારી માણુસ બનાવવા માટે અમો તેનાં માત-પિતાને તેની સાજવારી જોવાનીજ ઉમેદ માત્ર નથી પણ મારી પાછળ આ બોહોળી શેહેનશાહતનો તેની જીંદગી પછી સિલસિલાબંધ વંશ વેલો ઉતરતો જવાની ઉમેદ અમોને કેટલી મોટી હોવી જોઇએ? શાહજાદો

સલીમ ગાદીએ આવ્યા પછી વગર વારસ મુકરે આ દુનિયાં છોડી જાય (ખુદા તેની ઉમરદરાજી કરે !) તો આ મોહોબી સલતનતનું શું થાય ? અરે અલ્લાહ ! આ ખ્યાલ કરતાં મારૂં તન-બદન ધ્રુજી રહે છે અને દીલ લરજા ખાય છે. મને લાગેછે કે તે પાક બારે હકતાલા, જેણે આટલી મોટી હકુમતની મારી ઉપર નવાજેશ કરી છે અને આલમમાં મારી સત્તા ફેલાવી છે. તેણે આ મુંજવણ ટાળવા માટે તું દીલકસ નાજનીને મારી મદદે મોકલી છે. ઇનસાન નાં રૂપમાં એક ફરેસ્તો, આકાશપરથી ઉતરી આવી મારાં જીગરની તખ્તીપર પડેલાં આ એકજ સુરાખને બંધ કરવા ઇચ્છતો હોય એમ મને આગાહી થાય છે. વાસ્તે આ મહાભારત કામમાં હું ત્હારી મદદ મેળવવાની મોટી આરજુ ધરાઉં છું, તે તું સ્વિકારે છે બેટી ?"

"મારાં સરો-ચશ્મથી સ્વીકારૂં છું, જેહાંપનાહ !"

"બસ મને ! એટલુંજ જોઇએ છે" સુલતાન શેહેરીયારે હાથ ઉંચો કરી હેરાનની એક નજર જરૂખા તરફ નાંખી પોતાનો હાં બતાવ્યો 'અય બેટી કુદરતના સાહેબની કમાલયત કાંઇ અજાયબ ભેદ ભરમો ધરાવે છે. જે કામ મોટા મોટા શુરવીરોથી નથી બનતાં તે કામ એક કોમળ કર સેહેલાઇથી કરી શકે છે. જે જશ જેના નસીબમાં લખાયો હોય તેનેજ તે મળે છે. જે કામ એક તાજદાર શાહથી નથી બનતું તે કામ એક તુચ્છ ગુલામ બનાવી શકે છે—જો કુદરતે તે કામ કરવા માટે તેના નસીબમાં જસ-લેખ લખેલો હોય તો ! હાથ્થી જેવા પ્રાણીને ૫૦ માણસ મારી શકતાં નથી પણ એક ન્હાનું મગતરૂં તેનાં કાનમાં જઇ પલક વચ્ચે તેને પાગલ બનાવી દઇ તેનો

પ્રાણુ લઇ લે છે માટે કુદરતના ભેદ ભરમોને કોઈથી પહોંચાતું નથી. તારો અમીરી દરજ્જો અને ખાનદાની તોખમ જાણ્યા પછી તો હું એવડો ખુશી છું કે જે મહાભારત કામ તું માથે ઉઠાવવા ચાહે છે તેમાં જો તું ફતેહ પામે તો તારો દરજ્જો હું આસમાન સુધી પહોંચાડું. તે અલ્લાહતાલાએ આ જશ લેવાનું જો તારા લેખમાં લખેલું હશે તો મારી ખુશીનો પાર રહેશે નહીં, કારણુ કે તેં કોશેષ કરનાર એક તુચ્છ સ્ત્રી નહી પણ અમીરી ઓલાદની એક પરીસુરત કુમારીકા હતી એમ મને જીંદગી સુધી ગર્વ રહી જશે. આજથી તને હું મારી બેટી મિસાલ ગણું છું અને તારા વગર પુછવે કોલથી બંધાઉછું કે જો શાહજાદા સલીમને એક સંસારી માણુસમાં ફેરવવાને તું શકિતવાન થાય તો તું જે ઇનામ કે મુરાદ તેના બદલામાં મારેથી ચાહશે તે પ્રમાણીક દીલે હું અદા કરીશ."

"નામવર સુલતાન, જરા સબર કર! ખુશાલીનાં ઉભરામાં તું હમણાં જે ગમે તે બોલી દેશે, પણ જ્યારે વખત આવશે—પાકી અલ્લાહતાલાની કરમ બક્ષેશથી જ્યારે ખુશાલી ભરેલો વખત આવશે ત્યારે તારાથી તારૂં વચન પળાશે નહીં." હુરનબાનુ ઝરૂખા પરથી બોલી. તેણીનું બોલવું સાંભળી એક તરફ વજીર અબુહુસેન અને બીજી તરફ ઝરૂખા પર બેઠેલી બેગમો અચરતીમાં દંગ થઇ ગઇ!

"અય બેટી, એ તું શું બોલે છે?" હવે સુલતાનાં નુરમહાલ ઝરૂખાપર બોલતાં સંભળાયાં. "સુલતાન શેહેરીયાર જેવો બોહોળી સલતનતનો એક માલેક તારી મુરાદને નહીં પહોંચી શકે એવો ખ્યાલજ તું કેમ લાવી શકે છે? તું એવું તે શું માંગી માંગીને

માંગશે કે જે એ નામવરથી નહીં અપાય? પછી એ સુલતાન-પદ કામનું શું? દુન્યામાં મારા તાજદાર ખોર્વીંદ જેવો કોણ તાકતવાન છે, તો બતાવ?"

"માતા કરતાં આલી દરજ્જાનાં સુલતાના સાહેબ! મારી ગુસ્તાખી મને માફ કરજો પણ સુલતાન શેહેરીયારને આ પ્રશ્ન કરીને હું સેહેજબી અપમાન કરતી નથી. એ હુઝુરે પુરતુર દરેક રીતે શક્તિવાન છે પણ મારી માંગણી કોઇ બીજા પ્રકારનું રૂપ લે અને તે વખતે નામવર સુલતાનના વિચારો ફરી ગયા તો તેનું કેમ?"

"તું ખુલ્લા શબ્દોમાં બોલ, બેટી હુરનબાનુ. તારો સવાલ હું બીલકુલ સમજી શકતો નથી" સુલતાન તખ્તપરથી બોલ્યો. "તું મારો જાન તો નથી માંગવાની?"

"અરે-અરે-અલ્લાહ!"

"ત્યારે પછી? તારૂં માર્મીક બોલવું ખુલ્લા શબ્દમાં રજુ કર, બેટી! અલ્લાહતાલાનું પવિત્ર નામ લઇને આ કોલ હું આપું છું કે તું જે માંગશે તે હું એક બોલે અદા કરીશ. તું માંગી માગીને શું માંગવાની હતી? તને કાંઇ હરકત નહીં હોય તો આ લોકમાંજ તે રજુ કર કે હુંબી તારી મુરાદ કેટલી આલા દરજ્જો ધરાવે છે તે સમજી શકું?"

"ઓ ઇરાનીઓના શાહ એ વાત મને માફ કર! મારેથી આજે એક સખુન કાઢી શકાય એમ નથી" હુરનબાનુએ ઝરૂખા-માંથી જવાબ આપ્યો. "તું નામદારે પોતેજ જ્યારે મારી મહેનતનો બદલો હું જે માંગુ તે આપવાની ખાહેશ દેખાડી. અને તે માટે,

મારી મરજી મેં જણાવ્યા વગર, કોલ પણ આપ્યો ત્યારેજ મને બોલવાની પ્રસંગોપાત્ત ફરજ પડી કે મારૂં ઇચ્છેલું કદાચ તારાથી નહીં આપી શકાશે. બદલો મેળવવાની ઇચ્છાથી આ કામ હું કરવા મગિતીજ નથી પણ મારી નાચીજ શેવા તારી નજરમાં જો કાંઇ વજુદવાળી જણાય તો તું તાજદાર શાહની પાસે હું એક ચીજ માંગી લઇશ."

"અને તે તને ખચીત મળશે—અમારા ખરો ચશ્મથી મળશે. સુલતાન શેહેરીયારે આપેલો કોલ કદી ખોટો પડયો નથી" ઝરૂખા પરથી સુલતાનાં નુરમહાલ અને તખ્ત આગળથી વજીર અબુહુશેન બન્ને સાથે બોલી ઉઠયાં.

"બસ—મને એજ જોઇએ છે! મારાં માવતર કરતાં આસે સુલતાના અને વજીર સાહેબ! મને એટલુંજ જોઇએ છીએ! નામવર સુલતાનપર મને પુર ઇતબાર છે."

"તે ઇતબાર કદી જુઠો પડવાનો નથી, મારી બેટી!" સુલતાન બોલ્યા. "મારી પર નહીં પણ બારે હકતાલા પર વિશ્વાસ રાખજે પણ હવે મારે થોડોક ખુલાસો તને પુછવો છે કે શાહજાદાને તું શી રીતે શરણ લાવશે?"

"તે ભેદ જાણવાને નામવર સુલતાન તમે તુરત વેળા ઇન્તેજાર બનશો નહી એવી હાથ જોડીને હું અરજ કરૂં છું." હુસ્નબાનુ બોલી. "હવે જે કરવાનું છે તે એજ છે કે તમે નામવરે શાહજાદા સલીમપર એક રૂકકો લખી આપી મને તેના એક મરદ ખીદમતગાર તરીકે તેની શેવામાં મોકલી આપવી. જ્યાં હું છું ને તે છે! આવતી

કાલે હું મરદાનાં પોશાકમાં દરબારમાં હાજર થઇશ માટે શાહજાદા પર આપવાનો રૂકકો તું નામવરે તૈયાર રાખવો."

"ઠીક છે. પણ મારી આ મોટી મુરાદ તું કેટલી મુદતમાં બર લાવસે ?"

"મુરાદ બર લાવવાનું કામ તે ઉપર બેઠેલા માલેકનું છે. જેહાંપનાહ! પણ કોશીશ કરવાનું કામ આપણું છે. હું તું નામવર કને ૧૨ માસની મુદત માંગું છું, અગર, જો મુદતની અંદર, આવતી કાલે એ કામ થઇ જાય તો મારી કયાં ના છે?'

હવે સુલતાન શું જવાબ દઇ શકે ?

"તારી કઇ કુનેહપર તું ફતેહમંદ થવાની ઉમેદ રાખે છે તે જણાવવાની તને કંઇ હરકત છે બેટી ?"

"થોડી છે અને થોડી નથી, નામવર!" હુસ્નબાનુ હસીને બોલી. જે હરકત છે તેને છોડી દઇ, જે નથી તે રજુ કરવાને મને કશો વાંધો નથી. મારી ફતેહની કુંચી મારી બુઢ્ઢી બરમલામાં સમાયલી છે.

"બુઢ્ઢી બરમલા કોણ છે ?"

"તે મારાં બુઝર્ગ મમઇની દાસી થાય છે અને તેનો આખો જન્મારો અમારાં કુટુંબમાં પસાર થયો છે" હુસ્નબાનુએ ખુલાસો કીધો. અમે તેને દાસી જેવી સમજતાંજ નથી—અમારાં કુટુંબનીજ એક બાનુ મીસાળ તેને દરેક માન આપીયે છીએ. તેણી નજદીક ૯૫ વર્ષની બુઝર્ગીદાર ઉમરે પોંહોંચેલી એક અતી ફલરેઝગાર બુઢ્ઢીમા છે. તેણીનાં મોહમાં એક પણ દાંત નથી. માથાંના બાલ તમામ

ચેરી બની ગયા છે. હસતું મોહડું, ઘાટમદાર ચેહેરો, દમામદાર ભાવ અને ચમકદાર આંખોથી પેહેલીજ નજરે તેણી પારકાઓ પર પોતાનો છાપ પાડી શકે છે. પંચાણું વર્ષની પાકી ઉમર છતાં ડ્ડી બરમક્ષા કમરમાંથી સેહેજ પણ વાંકી વળવા પામી નથી! પ વર્ષની એક સકોમળ ઉછરતી યુવાન છોડી જેવી મજબુત તંદસ્તી તેણી ધરાવે છે અને લાકડીના ટેકાની તેણીને હજી જરૂર ડતી નથી. તેની ચામડીનો રંગ તમામ કાળો છે. પણ ચેહેરાનો ાટ-ઘાટમ અચ્છો રોનકદાર હોવાથી તેણી જરાએ બદસુરત લાગતી થી. મારી ફતેહની કુંચી એ બુઢ્ઢી બરમક્ષા છે, કે જેણી પોતાની રહેજગારીનાં બળથી એક એવો છુપો એલમ સંપાદન કરી શકે કે જે એલમના જોરથી તે ગમે એવા મજબુત ઠરાવના માણનું મન ઘણી આસાનીથી તાબે કરી શકે છે."

"ખરેખર?" સુલતાન અચરત થયો.

"હા."

"ત્યારે તું જરૂર ફતેહ પામશે મારી બેટી!" સુલતાને હર્ષ તાવ્યો. "પણ તેણી કોઇ જાદુગરણ તો નથીની?"

"નહીં-તેણીનો એલ્મ 'ઇલ્મે ઇલાહી'નું તત્વ ધરાવે છે. ોતાની શકિતનો તેણીએ કદી ગેરઉપયોગ કીધો નથી. હઝારો વર્ષ ર જમીનમાં દટાયલો ખજાનો તેણી એક પલકમાં બતાવી શકે ે-હજારો માઇલની મંજલપર તેણી એક લ્હેઝામાં લઇ જઇ ;વે છે. હઝારો તલેસ્માતિક જગ્યાઓનાં ભેદ ભરેલા તલેસમો તેણીએ પોતાના ઇલ્મે એલાહી બળથી તાબે કર્યા છે.' એવી તે

એક મહાત્મા દેવી છે."

હુસ્નબાનુએ બુઢ્ઢી બરમલાનું કરેલું આ બયાન સાંભળી ત્યાં હાજર રહેલાંઓ દંગ થઇ ગયાં. સુલતાન શેહેરીયાર વઝીર અબુ-હુસેનનું અને વઝીર અબુહુસેન સુલતાનનું મોહું પરસ્પર ટીકયા પડયા. એજ સ્થિતિ જરૂખાપર સુલતાના નુરમહાલ અને અમીરા ઝેહનુલનિસાની થઇ. ઝોહરા અને દિનારજાદી પણ આ વિલક્ષણ વાર્તા સાંભળી એક-મેકનું મોહું ભોપવા પડી !



## પ્રકરણ ૮ મું.



### એક ભેદી તલેસમ.

"એ બુઢ્ઢી બરમલાને હું એક માવતર તરીકે માન આપું છું," હાજર રહેલાંઓને ઉપજેલી અજાયબી તરફ જરાએ નજર ફેંકયા વગર હુસ્નબાનુએ સુલતાન તરફ મોહડું રાખી જરૂખાપરથી પોતાનું બયાન આગળ ચલાવ્યું. "તેણીએ મારી પુષ્કળ જતન ચાકરી કીધી છે અને હું એક દુધમળ બાળકી હતી ત્યારથી તેણીએ આજ સુધી મારી સંભાળ લીધી છે. 'બેટી' વગર તે મને બોલાવતી નથી અને મારાં સુખ કે દુઃખમાં મારાં જણેતા માવતર મને ઉપયોગી થયા નથી તે કરતાં આલે એ બુઢ્ઢી બરમલાએ મારી શેવાઓ બજાવી

છે. મારાં નખતે વાંકું થતાં તેણીનો જાન નીકળી જતો હોય એટલી બધી તે મારી ઉપર મેહેરબાન છે. પોતાની પવિત્રતાનો કંઇક વારસો તેણીએ મને પણ આપેલો છે અને પોતાના છુપા એલમ માટે તેણીએ મને વગર માંગવે વચન આપેલું છે કે મારો અંત-કાળ આવી લાગતાં તે છુપો એજમતી કલાંમ તેણી મને શીખવી જશે, તો જો કે તેણીએ કેટલીક છુપી શક્તિનું બળ મને અત્યાર-માંજ આપેલું છે.

"તે બળનો કાંઇક ખ્યાલ અમોને હમણાં તું આપી શકશે, બેટી?" સુલતાને અચરતીથી દાંતમાં આંગળી પકડતાં પુછ્યું.

"ઘણીજ ખુશીથી, ઓ ઇમાનીઓનાં શાહ, ઘણીજ ખુશીથી હું તે છુપા એલમનો કંઇક ખ્યાલ તને આપી શકીશ."

"અને તે કેવી રીતે?"

"તું માલેક જે રીતે ઇચ્છે તે રીતે, તારાં તખ્તને અબઘડી ઝરૂખાપર લાઉં?"

આ બેહુંદી વાત કેમ બનશે તે માટે દીલથી દંગ બની સુલતાન શેહેરીયારે વજીર અબુહુસેન તરફ જોયું.

"એમ કદી બની શકે નહીં." સુલતાનની મુંગી પરપુછ પામી જઇ વજીર અબુહુસેન બોલ્યો. તે સમજી નહીં શકયો કે "આ છોકરી શું મીથ્યા બકબકાટ કરી રહી છે?"

"એ બકબકાટ નથી વજીર સાહેબ, એ ભુઢ્ઢી બરમલાનો તલેસ્માતિક નુસખો છે. મેહેરબાની કરી આ બનાવપર ટીકા કરતાં મારે માટે સુખેથી જે ગમે તે બોલજો; પણ ભુઢ્ઢી બરમુલાને માટે

ઉતારવાનું મત આપી દેશો ના" હુસ્નબાનુએ પુરતી હીંમતથી જવાબ આપ્યો. "દુનિયામાં શું ચીજ નથી બનતી? તે ગેબી આકાશી બાપે આલમને કોઇ ચીજથી વાંજણી રાખી નથી, પણ તેના જાણ-નારાઓ આજે છે કયાં? યોગનું બળ મહા પ્રબળ છે. પવિત્ર આત્માઓ અસાધ્ય વસ્તુ સાધ્ય બનાવે છે. હું તમોને બુદ્ધી બર-મલાનો એક નાનો પ્રયોગ અબઘડી બનાઉં છું. કૃપા કરી તમો બન્ને નામવરો એક પલક આંખ બંધ કરશો?"

સુલતાન અને વજીરે હુસ્નબાનુનાં કહ્યાં મુજબ આંખ બંધ કરી અને તેજ વખતે હુસ્નબાનુએ એક છુપો એજમતી કલામ પોતાના હોઠપર બરબડયા બરાબર સુલતાનનું તખ્ત અને વજીરની ખુરસી તેમને હાલતી જણાંઇ.

"તમારી આંખ હું કહું ત્યારેજ ખોલજો."

તે હીરા જડીત મયુરાસન અને સોનાની ખુરસી હળવે હળવે ઉપર ઉંચકાતી હોય તેમ જણાઇ. એક પલકમાં તખ્ત અને ખુરશી ઝરૂખે જઇ લાગી અને હેરાતના હાકમની તે હીંમતવાન બેટીનો હુકમ થતાંજ આંખ ઉઘાડી તે બન્ને નામવરો જોય છે શું કે જરરીન પદદો અજબ રીતે પસાર કરી તે તખ્ત અને ખુરસી ઝરૂખા પર બરાબર ગોઠવાયલી હતી!

બેગમો પડદેપોશ હોવાથી વજીર અબુહુસેનની હાજરીથી તેમને ઓશકાવાનું કાંઇ કારણ હતું નહીં. સુલતાન શેહેરીયાર આ વિલ-ક્ષણ તલેસમ જોઇ ફાટી રહયો. કેટલોકવાર સુધી તે કે તેનો વજીર એક હરફ બોલી શકયા નહીં. અંતે સુલતાના નુરમહાલ જેણી બીજી

બેગમો બેગી આ ચમત્કારથી ઓછી ચકિત થઇ ન હતી, તેણીએ હુસ્નબાનુને પુછ્યું કે "આ સઘળું શાંથી બન્યું?"

"બુઢ્ઢી બરમલાની તલેસ્માતિક શકિતથી!" તે ખુબસુરત નાઝનીને તુરત હાજર જવાબ આપ્યો. "જો કે સેંકડો કોસપર તેણી દુર છે પણ આ પ્રયોગ તેણીએ ત્યાં બેઠાં બેઠાં બજાવ્યો છે!"

"તેણીએ આ બીના કેમ જાણી?"

"મેં હોઠપર યાદ કરેલા તેણીના મને શીખવેલા એજમતી કલાંમથી!"

"ત્યારે આ પ્રયોગમાં તમારો પોતાનો હીસ્સો ફક્ત તે પવિત્ર કલાંમને યાદ કરવા જેટલોજ છે?" હવે સુલતાને હળવે રહી પુછ્યું.

"હા, તેટલોજ! નામવર સુલતાન! તેટલોજ! બુઢ્ઢી બરમલા કાંઇ જાદુગર નથી. તેણી બુત પરસ્ત ધર્મ પાળતી નથી—બુત પરસ્તોને માનતી કે ચાહતી પણ નથી. તેણી યજદાંપરસ્ત છે અને આ ન્હાનો પ્રયોગ તમને મેં દેખાડયો છે, તે સેંકડો મેલ દુર બેઠેલી તે પરેઝગાર સ્ત્રીનાં પ્રતાપ છે!"

"અમે તે કેમ માનીયે?" સુલતાન અને સુલતાના સાથે બોલી ઉઠયાં.

"માનવું ન માનવું તમારી મુનસફીપર આધાર રાખે છે, પણ જ્યારે તમે તેણીને પ્રત્યક્ષ જોશો, ત્યારે આ શંકાશિલ વાકય વાપરવા માટે તમોને ભારે પસ્તાવો થશે." હુસ્નબાનુએ ટોકડું સુણવ્યું.

"શાહજાદા સલીમને સંસારી માણસ બનાવવા સારૂં બીડું ઝડપનાર બેગમ! અલ્લાહનાં તારી ઉપર આશિર્વાદ હોજો! આજની

તપાસ દરમ્યાન તેં અમોને એટલાં હેરત કીધાં છે કે એક અદના આદમજાતમાં એટલી બધી અદભુત શક્તિ હોય તેનો ખરો ખ્યાલ આજેજ અમોને મળ્યો છે. હું બી બુજર્ગીની નોબતે પુગો છું, પણ તારા જેવી હીમતવાન ને હુન્નરબાજ છોકરી મેં મારી જીંદગીમાં કોઇ જોઇ નથી. પણ આએ સુગંધી શેની ફેલાઇ રહી છે? અંબર અને કસ્તુરી કરતાં આલા દરજ્જાનો આ પમરાટ કયાંથી આવે છે?"

"એ બુઢ્ઢી બરમલાની પવીત્રાઇનાં પ્રતાપ છે! જ્યાં સુધી તું નામવરનું તખ્ત અને વજીર અબુલહુસેન સાહેબની ખુરસી આ ઝરૂખા પર રહેશે, ત્યાં સુધી એ ખુશ પમરાટ આવ્યાજ કરશે."

આ નવી અજાયબીથી સુલતાન અને સુલતાનાં વધુ વિસ્મય પામ્યાં. તે ખુશબોથી તેમનાં મગજ એવાં તર થઇ ગયાં કે તેઓ ગોયા પોતાને બાગે બેહેસ્તની ગુલચમન લેહજત લેતાં સમજવા લાગ્યાં!

"આહા! શું ઉમદા ખુશબોઇ છે! ઉંચામાં ઉંચી સુગંધી ધરાવવાની મારી વાજબી ગરૂરીં આજે આ ખુશબોઇએ તોડી છે!" સુલતાને વગર શરમાવે સ્વતંત્ર મત આપ્યું.

"ખરેખર, દરબારના ખજાનામાં જે કીમતી સુગંધીઓ આપણે ભરી રાખી છે તે સુગંધી દીલકશ પમરાટ કને કાંઇજ નથી!" વજીર અબુલહુસેન મળતો થયો.

"અય નવજવાન હુન્નરમંદ નાજનીન! તારી આજની દિલ-ચમન તપાસ દરમ્યાન તેં અમારાં દિલ જીતી લીધાં છે. હું મોટી ખુશી સાથ શાહજાદા સલીમને એક સંસારી માણસમાં ફેરવી

નાંખવાનું કામ બજાવવાપર આજથી તારી નેમણુંક કરૂં છું અને એ કામમાં તને જે મદદ જોઇશે તે દરેકેદરેક તુરતાતુરત પહોંચાડવાનો વજીર અબુલુસેનને હુકમ આપું છું. તારી ખાહેશ મુજબ આવતી કાલે તું ખુશીથી મર્દના લેબાસમાં દરબારમાં આવજે, જ્યાં હું તને શાહજાદાપર લખેલો રૂકકો આપી તેની ખિજમત બજાવવા મોકલી આપીશ. યાદ રાખજે અય દિલકશ અમીરજાદી, કે તારી અમુલ્ય સેવાની કીંમત હું અતિ ઉદારપણે કરીશ. અને તારા દિલની ઉમેદ બર લાવવામાં હું કદી પોણીવીશી કરનાર નથી. તારી માનીતી દાયા બુઢ્ઢી બરમલાનું રંગીન દાસ્તાન સાંભળી હું અત્યંત હેરત થયો છું અને તેણીનાં નજરો નજર દર્શન લેવાની મારી ઘણી ખાહેશ થાય છે. તેણી અહીં આવી શકશે?"

"આવશે નહીં તો આ મહાભારત કામ ફતેહમંદ કેમ ઉતરશે, જેહાંપનાહ? તે પરહેઝગાર બુઢિયા, જેણીએ તે મહાન હુન્નર હાંસેલ કરવા માટે પોતાનો આખો ભવ કુમારો ગાળ્યો છે, તેણીની મદદ વિના હું શું કરી શકનાર હતી?" હુસ્નબાનું બોલી. "નામદાર શાહજાદાના રંગનો તાર્તમ જોઇ બુઢ્ઢી બરમલાને હું તુરત તેડી લઇશ. હું ઇચ્છું તો આ ઘડીએ તે પવિત્ર કુમારિકા તમોને અહીં પોતાના દર્શન દે, પણ વગર સબબે તેણીને નાહક તસ્દી આપવાની તુરત વેળા હું જરૂર જોતી નથી. હવે તે વખત દુર નથી, કે જ્યારે બુઢ્ઢી બરમલાની પોતાની હાજરીની આપણને જરૂર પડશે; અને તે વખતે તેણીનું તલેસ્માતીક બળ તપાસવાની તમો સરવ નામવરોને આપમેળે કીમતી તક મળશે. અગર તું તાજવરની

ખાહેશ હોય તો અબઘડી ખુદ્દી બરમલાનાં તમો સર્વને અહીં દર્શન અપાવું ! મારી એકજ છુપી યાદના એજમતી કલામથી એક પલ-કમાં તમો તેણીને અહીં પ્રત્યક્ષ હાજર થયલી જોશો."

"ના, નહીં, બેટી હુરનબાનુ, તારી શક્તિપર મારી ભક્તિ છે. હું તારા બોલવા ઉપર વિશ્વાસ ધરાઉં છું. ખુદ્દી બરમલાને હમણાં તસ્દી આપવાની જરૂર નથી, વખત આવશે ત્યારે આપ મેળે આપણે તે ચમત્કારિક પવિત્ર અબળાનાં દર્શન કરીશું. મારાં તખ્તને ઝરૂખાપર સલામત ઉંચકી લાવવાનો તારો એકજ પ્રયોગ ખુદ્દી બરમલાની મહાન–શક્તિનો આકતરો ખ્યાલ આપે છે. વઝીર અણુહુસેન આપણે આજની આ 'દરબારે–ખાસ' હવે બરખાસ્ત કરીશું. અમીરા ઝર્રનુલનિસા તથા બેટીઓ હુરનબાનુ, ઝોહરા અને દિનારબાદી ! તમોએ તકલીફ અને ઇન્તેજારી ઉઠાવી આજે જે તસ્દી લીધી છે તે માટે હું મારી તરફથી અને સુલતાના નુરમહાલ તરફથી તમારો આભાર માનું છું. તમારી હેરાત શેહેરની પરો-ણીએ આજે જે હેરતમંદી બતાવી છે, તેની આજ સહવાર સુધી હું સેહેજબી વકી રાખતો નહીં હતો, પણ ખુદાની કુદરતમાં કંઇક રત્નો પડેલાં છે કે જે પ્રસંગ પડયા વિના પોતાનું ખરૂં તેજ પ્રકા-શિત કરી શકતાં નથી. એવી એક વિલક્ષણ પરોણી ધરાવવા માટે હું તમો બુઝર્ગ બેગમ સાહેબને અને મારા વિશ્વાસુ અમીર મુબા-રકજંગને એવડી મુબારકબાદી આપું છું. જો કે 'દરબારે–ખાસ' હવે બરખાસ્ત થાય છે, પણ તમો સર્વને સુલતાના નુરમહાલ તરફથી આજે આખા દિવસની દાવત [ મેજબાની ] છે, જેમાં ભાગ લઇ રાત્રે

નાચરંગની મિજલસ થયા પછી મોડેથી તમો તમારે મકાને પધારજો. વજીર અબુહુસેન, હમણાં ને હમણાં અમીર મુબારકજંગપર એક રૂક્કો લખી અમીરસાહેબ તથા બચ્ચાંઓ સુલતાનાની દાવત ખાઇ મોડી રાત્રે ઘર આવશે એમ લખી વાળ, કે તેને કોઇ વાતની ચિંતા રહે નહીં. અને હવે ?——" અહીં સુલતાન શેહેરીયારે હુસ્નબાનું તરફ જોયું. તેણી સુલતાનની ખાહેશ તુરત ચેતી ગઇ અને બોલી કે " નામવર, તમો બેઉ આગળની માફક તમારી આંખ બંધ કરો !"

સુલતાન અને વજીર પોતપોતાની જગ્યાપર સરખા ગોઠવાઇ આંખ બંધ કરી બેઠા. તુરતજ હુસ્નબાનુંએ કાંઇ પવીત્ર કલામો પઢવા માંડયા અને એક તચાકડી ફોડયા બરાબર તખ્ત અને ખુરસી ઉચકાયાં. પ્રથમ તે ઝરૂખાની ઉપર જતાં હોય તેમ લાગ્યા, પણ પછી તુરતજ નીચે ઉતરવા લાગ્યાં અને આબાદ તેની અસલ જગ્યાપર જઇ ગોઠવાયા !

સુલતાન શેહેરીયાર અને વજીર અબુહુસેન ફરી એકવાર અચરતીથી દંગ થઇ ગયા. કશી પણ યાંત્રિક શકિત વગર ફકત એક એજમતી કલામની બરકતીથી, એવી વઝનદાર ચીજો મરજીમાં આવે ત્યાં ઉચકાઇ જવી એ કાંઇ જેવી તેવી શકિત હતી ? સુલતાન શેહેરીયાર આ તલેસમનો કશો ભેદ સમજી શકયો નહીં !



# પ્રકરણ ૯ મું.

બીજી બામદાદે હુસ્નબાનું સૌથી પહેલી સબ્બગૃત થઇ અને ઘરમાંનાં આદમીઓ ઉઠે તે આગમગ હમામખાનાનાં કામથી ફારેગ થઇ તે બારે હકતાલાની પવિત્ર યાદમાં એક અસરકારક બંદગી કરવા બેઠી. મહેલના ત્રીજા મજલાની એક એકાંત અગાસીપર રંગ બેરંગી ફુલોનાં કુંડાંઓની વચ્ચે જાળીની એક રૂપેરી ખુરસીપર કુદરતનો તે બેનમુન નમુનો આંખ બંધ કરી બંને હાથ જોડી શાંત મનથી સાચાં દિલની એક સાચી સેતાયશમાં મશગુલ હતી. આજના જેવી ખુબસુરત તેણી કદી દેખાઇ ન હતી. ગોયા શુદ્ધ સફેદ લેબાસમાં અમીર મુબારકનાં મ્હેલનાં બુલંદ મિનારા ઉપર આકાશમાંથી એક ફરેસ્તો ઉતરી તે દાદગર દાવરની પરસ્તેસમાં ગુતાયો હોય એવો દિલકશ દેખાવ તે સુંદર સહવારે ત્યાં થઇ રહયો હતો !

પવિત્ર ખ્યાલથી સાચાં દિલનું એક સાચું ચીંતવન કરી તે નાજુક નાજનીને પોતાની બંદગી શુરૂ કરી કે—" દસ્તગીર દાવર ! ઓ જહાનનાં પેદા કરનાર ! તારી કમીની બંદી પવિત્ર દિલથી એક હ્હેરો તારી યાદ કરે છે તે ઉપર તારી નિગાહ પહોંચાડ ! તમામ જીવજંતુને તમામ જાનવર પયદાસને પેદા કરનાર તું એકલો હક-તાલા છે ! તું અજોડ છે ! તારો જોડિયો કોઇ નથી ! તું હમેશાં છે, હમેશાં હતો અને હમેશાં રહેશે ! આફતાબ અને માહતાબ તારા હુકમથી પ્રકાશી છે ! આકાશમાં ગ્રહમંડળનું ફરવું અને દરિયામાં

ભરતી ઓટનું થવું તારી કુદરતને આભારી છે! તારી શક્તિ બેહિસાબ છે! તારી નવાજેશ બેકિનાર છે! તું અજિત છે! તારૂં રાજ અજિત છે! ગગન, પૃથ્વી અને પાતાળ તારા હુકમને તાબે છે! ઓ ગેબી માલેક! તારા હુકમ વગર ઝાડનું એક પાંદડું કે પંખીનું એક પીછું હાલી શકતું નથી! આલમમાં જે કાંઇ આબાદાની, જે કાંઇ આસાની, અને જે કાંઇ આશિર્વાદ તેં પાથર્યા છે તેવી આબાદાની, તેવી આસાંની, અને તેવા આશિર્વાદ ફેલાવવાની અમો આદમ જાતમાં એક રજભારની શકિત નથી! તું સર્વ શક્તિમાન, સર્વવ્યાપક અને સર્વોપરિ છે! તારૂં બળ અપરંપાર છે! માયાનો તું મહાસાગર છે! દયાનો તું દરિઆવ છે! પંખી જેવા એક ન્હાંનાં પ્રાણીની ચાંચ પણ તારાં ગજકથી ખાલી નથી! કીડી જેવો એક ઝીણો જીવજંતુ પણ તારી નવાજેશ વગર રહયો નથી! “કીડીને કણ ને હાથીને મણ” નો આપનાર તું છે! ઓ બક્ષેસગર! તારી બક્ષેસો બોહોળી ને પહોળી છે! આ નાચીજ બદન પર તારા લાખો ઉપકાર છે! ખલક કે ફલકનો અહોનીશ એકલો નીગ્હેબાન તું છે! પાલણ કરનાર, પોષણ કરનાર, નીયામત બક્ષનાર અને રંજ ટાળનાર તું છે! એક ભમતા ભીક્ષુકથી તે રાજકર્તા પાદશાહ સુધી સૌપર તારી બક્ષેસ લંબાયલી છે. ખરો સુલતાન તું છે! સુલતાનોનો સુલતાન તું છે! સખીઓનો સખી તું છે! તારી બક્ષેસનો પ્રવાહ પહાડોનાં પહાડોને પુરી નાંખી વધે છે! અયે રહમાન પાક! તારી રહેમદીલી વગર કિયો જીવ આ જગતમાં જીવી શકે? તારી બક્ષેશ વગર કિયું પ્રાણી અહીં ટકી શકે! તારી ગેબી મદદ વગર કિયો બંદો ઇચ્છેલી વસ્તુ મેળવી

શકે? એ નુરી માલેક! તારી સત્તા અને સાહેબી મોટાં કે છોટાં માટે એક સરખી હનમારી છે! તારાં બેહિસાબ બળ આગળ અમો શા હીસાબમાં છીએ! ઓ આલમ પરવરશ બાપ! તારાં પવીત્ર નામને મારી નેમાજ હોજો! તારી પેદા કરેલી તમામ ચીજોને મારી નમસ્કાર હોજો! એ ખુબીવંતા ખાવીંદ! તારાં ખોરેહ આગળ પીર-પયગમ્બરોનું ખોરેહ નીઃર્થક છે! પીર-પયગમ્બરોને ખોરેહ આપનાર પણ તુંજ છે! ફરેસ્તાઓને જેબાઇ અને નુરાંની તુથીજ મળી છે! સુર્યને પ્રકાશિત્ત અને ઝલેહદાર કીરણો આપનાર પણ તુંજ છે! ચંદ્રને ખુશનુમાં રૂપેરી ચંદની બક્ષનાર પણ તુંજ છે! મંગળ, બુધ, ગુરૂ. શુક્ર, અને શનિનાં મહા તેજસ્વિ ગ્રહોને તેજ આપનાર ગતિમાં ગોઠવનાર અને ગગન મંડળના અનંત સેતારાઓને પ્રકાશમાન કરનાર પણ તુંજ છે! તારી પવીત્ર પાદશાહી અજરામર છે! તમામ જાનદાર પયદાએશ તારીજ કરજદાર છે! પહાડ, પર્વત, નદી નાળાં, વિશ્વ, અને વૃક્ષનો પેદા કરનાર તું અમુગે બાપ પોતે છે! સુલેહનો શોકીન અને સાચાંનો સાથી તુ છે! એ ગેબી સાહેબ! તું સૌથી સરસ અશોઇવાળો, સૌથી સરસ ડહાપણ વાળો, સૌથી સરસ વૃદ્ધિ કરનાર, અને સૌથી બળવંત હાથ વરાવનાર છે! તારા ગુપ્ત ભેદોને મહા સાધુ-સંતો, સન્યાસીઓ કે સાલેકો પામી શક્યા નથી, તેમજ પામી શકનાર પણ નથી! હે ત્રિભુવનપતિ ત્રાતા! તુંજ અમારો પેદા કરનાર, તુંજ અમારો પોષણ કરનાર, અને તુંજ અમારો રક્ષણકર્તા છે! મારનાર તું. તારનાર તું, અને તમામ ચીજો જોડે પેવંદ ધરાવનાર 'પરવંદા' પણ તું! સેતાયસને સજા-

વાર એકલો તું છે! સર્વ ચીજનું મંડાણ અને છેડો તું છે! તમામ આગાહીનો જાણનાર, કુલ આલમને પોતાની નેગાહમાં રાખનાર, હરવેસ્પઆગાહ એકલો તું હકતાલા છે! ઇનસાન અને પશુ-પંખીનો પાશબાન, સદા સજાગૃ અને આશાયસનો કદીમી હાજેતમંદ નહી એવો એકલો તું છે! તું ગેબી છે! તું ગુનાહ બક્ષનાર છે! તું જ્ઞાની છે! તું જ્ઞાનીઓનો જ્ઞાની છે! તું જ્ઞાનિશ્વરોનો જ્ઞાનિશ્વર છે! તું ન્યામતોનો પેદા કરનાર, મુરાદ બક્ષનાર, ગાઓ ગોસ્પંદની પરવરશી કરનાર, ભવિષ્ય જાણનાર, ઘણો ફનેહમંદ, ઇનસાફનો સાહેબ અને કારીગરોનો કારીગર છે! સર્વ જગ્યાપર, ઓ સર્વ વ્યાપક! તું હાજર છે! જેની તારીફ સખુનોથી થઇ શકે એવો સર્વોત્તમ અને સર્વોકૃષ્ટ તું છે! તું આજારોને દફે કરનાર, મોહતાજમંદોને મદદ કરનાર, અને કોઇને પણ આજાર નહીં દેનાર એવો નિરંજન નિરાકાર, સર્વાકારી સાહેબ છે! ઓ પાક પરવરદેગાર! ઓ હરવેસ્પ આગાહ સાહેબ! તારી કરમ બક્ષેસથી મુજ બંદીપર એટલી ઇનાયત કર કે દુનિયાની મીથ્યા માયા મારી ઉપર ગાલેબ નહીં થાય! ઓ રજખ પોહચાડનારા પવીત્ર અલ્લાહતાલા! તારી બક્ષેશની કરજદારી તારી કમીની બંદીની ગરદન ઉપર એટલી બધી છે કે તેનો એક રજભાર પણ બદલો વાળવાની તેનામાં તાકાદ કે મગદુર નથી! ઓ આકાશી બાપ! મારી પાસે મારૂં પોતાનું છે તોબી શું કે તે તારી મોટી નવાજેશના બદલામાં હું કમીની બંદી તરફથી તુંને નજર કરૂં! જે કાંઇ છે તે તારૂંજ બક્ષેલું છે! આ હાડ, માંસ અને લોહી પણ તારાંજ છે! આ તન અને બદન, રંગ અને રૂપ,

ઇંદ્રિઓ અને વાચા, સમજ શકિત અને જ્ઞાન, એ સર્વ તારૂં અને તારૂંજ છે! જે હવા હું મારા દમમાં લઉછું તે પણ તુંજ મોકલે છે! જે પાક પાણીથી મારી તરસ છિપાઉં છું તેનો પેદા કરનાર બી તુંજ છે! જે પદાર્થો અને ન્યામતો હું ખાઉં છું તે સઘળું રજક તું મહા દયાળુ બાપ પોતે તારી કુદરતે-કમાલિયતથી બનાવે છે! હવે બોલ ઓ યઝદાંન! કે આટલાં બધાં તારાં હેશાનોમાં જે જીવ ગરક ગયલો હોય તે તારી સેતાયશના શએર નહીં બોલે તો શું બોલે? તે તારી વખાણ કેઇ જીભથી ગાઇ શકે? આમલીનાં એક મોટા વૃક્ષનાં દરેક પાંદડાંને જીભ આપવામાં આવે અને તે જીભો, ઝાડની હયાતી સુધી રાત દહાડો તું મહા જ્ઞાની બાપની સ્તુતિનાજ સખુનો બોલે, તો પણ તારાં, નામ-કામની એક રજભાર પીછાણ થઇ નહીં શકે! ઓ બક્ષેશગાર! તેં જે સ્થિતિ મને બક્ષી છે, તેનાં હું શોકરાનાં કરૂં છું! જે કાંઇ થયું છે તે તારી હદવગરની રહેમ દીલીથીજ થયું છે! અને જે કાંઇ થશે તે પણ તારી અનંત દયાથીજ થશે! ધર્મ, ધ્યાન, અને ધીરજ; કરમ, કાન્તિ અને કીર્તિ તથા મર્મ. મુકિત અને યુકિત, એ સર્વનો આપનાર તું એકલો ઇશ્વર પોતે છે! હજાર હજાર જબાનોથી તારી વખાણ નહીં થાય! લાખ લાખ સખુનોથી પણ તારી બુલંદીને નહીં પહોંચાય! મોટી મોટી વર્ષોની હયાતી લંબાય, તોય તારા ગુપ્ત ભેદોને નહિ પુગાય! એવો તું મહા જ્ઞાની, મોટો, મર્તબાવાળો, મહાત્માઓનો મહાત્મા, મુશ્કેલ આશાન કરનાર, પાલણકર્તા પવિત્ર પરવરદિગાર છે! તારાં સચ્ચાઇવાળાં નામ ઉપર તું કમીની બંદીની હજાર હજાર નેમાજ

હોજો! તારી સ્તુતિમાં આટલા સખુનો ઓચર્યા પછી એ આલમનો ભેદ જાણનારા પવીત્ર અલ્લાહ! હું કમતરીન બંદી તારી દરબારમાં એક અરજ ગુજારી કરૂં છું કે મુજ નાચીજ અબળાને માથે શેખ કાલથી જે મુસ્કેલી કામ આવી પડયું છે, તેમાં તું ગેબી બાપ મને છુપી મદદ આપજે! અને ગુપ્ત બશારતોથી મારા મુસ્કીલ રસ્તાઓ તું આસાન માર્ગવાળા કરજે! સમરકંદનાં સુલતાન શેહેરીયારે પોતાના જાન દરતાં જાદા એવા શાહજાદા સલીમને આજથી મારી નાચીજ સંભાળ હેઠળ મુકવાનું ઠરાવ્યું છે, પણ ઓ દાદગર દસ્તગીર! હું તારી ખાકી બંદી તારી રેહેમદીલી વગર એટલી શી તાકાત ધરાઉં છું કે યુવરાજ સલીમને સુધારવાનો ફાંકો રાખું. કીયાં ઇનસાનની બડાઇખોર સરકશી તું ઇનસાની બાપે ચાલવા દીધી છે? તારી મદદ વગર કીયું આદમજાત પોતાની ચાહેલી ઇચ્છામાં પાર ઉતર્યું છે? ખાકની એક રજકણમાંબી તું છે! અને તેને પણ તારા હુકમ કે મરજી વગર અહીંથી તહીં સસળાવાની શકિત નથી! ઓ બળવંતા બાપ! ઓ નિરાકાર નાથ! દુનિયાંના દરેક ગુપ્ત ભેદ ભરમોનો ઘડનાર તેમજ જાણનાર તું છે! તારાથી છુપ્પું શું રહયું છે? શાહજાદા સલીમને સ્ત્રી–જાતિ પર ઉતરેલો અણગમો દુર કરાવી તેને એક સંસારી માણસ બનાવવાની સુલતાન શેહેરીયારની ખાહેશને મેં જે ઉલટથી ઉંચકી લીધી છે. તેમાં પણ તું ભેદી પિતાના ગુપ્ત ભેદનો કાંઇ ભેદી ભરમ હશે! હું એટલુંજ ઇચ્છું છું કે જે કામ મેં માથે લીધું છે તેમાં તું મારો નિગેહબાન થજે! અને મને તેમજ તારી કદમબોસીમાં સદા લીન

રહેનારી મારી નેકખસલત પુત્રી બરમલાને તારી છુપી મદદ આપજે! તારી મદદગારી વગર અમે કશું કરી શકવાના નથી! તારા ગેબી હુકમથી જે બીડું ઝડપવાની મેં હીંમત કીધી છે, તેમાં તું છેવટ સુધી મારો દસ્તગીર (હાથ પકડનાર) થજે! ભલી મનસ્નોનાં દરેક કામમાં તારી પેહેલી મદદ હોય છે. શાહજાદા સલીમને સુધારવાનું કામ પણ એજ વર્ગનું છે. તેનાં વીચારો ફરવાથી સમરકંદની આખી શહેનશાહતને જે મહાન લાભ થશે તે કામજ તું અશોઇને ચાહનારા સતવંતા બાપને પસંદ પડતું થવાનું! અલ્લાહતાલા! એક છેલ્લાં નમન સાથની હું કમતરીન બંદીની આ અરજ ગુજારી તું કબુલ કરજે!"

અને અહીં હુસ્નબાનુએ જમીન પર વાંકી વળી તે બારેહક-તાલને સાચાં દીલનો એક શાન્ત સેજદો કરી પોતાની બંદગી પુરી કરી.



## પ્રકરણ ૧૦ મું.



## ગયલી બત્રીસી પાછી આવી.

એક તરફ તેણીનું બંદગીથી ફારેગ થવું અને બીજી તરફથી ઝોહરા અને દિનારજાદી તેણીને શોધતાં ત્યાં આવી લાગ્યાં.

"ઓ તમે તો અહીં દેખું! અમે તમને કેટલાં શોધ્યાં બાનુ હુસ્ન!"

દિનારજાદી બોલી.

"કાં વારૂં ?"

"અમે ઉઠયાં ત્યારે તમોને તમારાં બીછાનાંપર નહી જોયાં તેથી !" ઝોહરાએ ખુલાસો કીધો.

"ખરેખર ? ત્યારે તમે એમજ ધાર્યું કે હું ગેબ કાલનાં બનાવથી ડરીને તમારૂં મકાન છોડી ચુપચુપ ન્હાશી ગઇ ?"

હુસ્નબાનુંના આ પ્રશ્નસુચક પ્રતિઉતરથી ઝોહરા અને દિનારજાદી હશી પડયાં.

"અરે નહી ! જરાબી નહી ! ખુદા તેવો બુરો ખ્યાલ અમોને નહીં બક્ષે ! હુસ્નબાનું, એમ શું બોલોછો. અમે તો નહીં ધભરાયાં પણ માતાજી સાહેબ તમારે માટે બહુ ચીંતાતુર બન્યાં છે. ચાલો આપણે જઇને તેવણને ધીરજ આપીયે." ઝોહરા બોલી.

"પણ તમે ધભરાયાં નહીં ત્યારે મને જોવા શા માટે નીકળ્યાં ?" હુસ્નબાનુંએ હશીને અને પ્યારથી કોટી કરી વધાર્યું; "હું અહીં બંદગી કરવા બેઠી હતી મારી બેહેનો ! બામદાદની બંદગી કાંઇ ઓર લેહઝત આપનારી હોય છે, ખરૂં કે દિનાર ?"

"બેશક, અમારા પિતાજીને બંદગીને માટે બામદાદનો વખત બહુ પસંદ છે. અમો બન્ને બેહેનો પણ કોઇ કોઇ વાર એજ વખ્તે બંદગી કરીએ છીએ."

આ વાતચીત કરતી તે ત્રણે ખુબસુરત નાંજનીનો મેહેલનો મિનારો છોડી ગઇ.

"આજે તમે કેટલાં ખુબસુરત દેખાઓછો, બેહેન હુસ્ન !"

ત્રીજા મજલાનો સંગેમરમરનો સુંદર દાદર ઉતરતાં ઝોહરાએ હુસ્નબાનુનું ધ્યાન ખેંચ્યું. "આજના જેવાં ખુબસુરત તમે કદી દેખાયાં નથી."

"મારૂં પણ એજ મત છે." દિનારજાદીએ ઝોહરાને ટેકો આપ્યો, "કદાચ સુલતાન શેહેરીયારે જે મહાભારત કામ આપણી વ્હાલી બહેનને સોંપ્યું છે તે કામપર કુદરતે પોતાની મંજુરી આપનારૂં આ ચિન્હ પ્રગટી નીકળ્યું હોય એમાં શો શક?"

"હા, હા. બેહેન દિનાર, હવે તું નહીં મસ્કેરી કરશે તો કોણ તારાં બચ્ચાં કરશે?" હુસ્નબાનું હશીને બોલી. "એક સારાં કામમાં હંમેશાં તે પાક પરવરદેગાર ખુશી હોય છે. તારી અટકળ એક લેખે ખરીબી હોય, તે હું ના પાડતી નથી."

"અલ્લાહ, આ મુશ્કીલ કામમાં તારો મદદગાર થાય, મારી બેહેન!" ઝોહરા અને દિનારજાદીએ સાથે દુવા દીધી અને તેઓ દાદર ઉતરી મેહેલના બીજા મજલાપર અમીરા ઝૈનુંલ નિસા આગળ ગયાં,

* * * *

અને ખરેખર તેમજ હતું. હેરાતના હાકમ અમીર ખુશરોની તે ખુબસુરત બેટીની દીલકશ સુંદરતા આજે અજબ જેવાં રૂપમાં ખીલી નીકળી હતી. છુટા બાલ, લટકદાર ચાલ, ગુલાબી ગાલ અને ખુદાઇ ખ્યાલથી તે નાજુક નાજનીન જન્નતના બાગની એક મનોરંજક હુરીનો અતિ મોહક ભાવ આપતી હતી. તેણીનાં પરવાળાં જેવા પતલા હોઠ યમન દેશના અકીકની યાદ આપતા હતા. તળા-

વમાં ઉગેલાં કમળ જેવી તેણીની મનોહર આંખ્યો જોઇ સુંદર હરણીઓ લજવાઇ જતી હતી. દાડમની કળી જેવા તેણીના દુધિયા દાંત બદખશાનની હીરકરણીને સરમાવે એવા હતા. તેનાં ભવાંની આબદાર કમાન જોઇ બીજનો ચંદ્રમાં વાદળીમાં ભરાઇ જતો હતો. તેના લાલ રોખશારા જોઇ ગુલાબની કળી ઝાંખી પડી જતી હતી: તેણીનું સરળ અને સીધું કદ જોઇ સરોવરનું ઝાડ ' આફરીન " શબ્દ બોલતું હતું. એવી તે એક સુંદર શિકલની મિઠ્ઠી માહ- જુબ હતી.

ઝોહરા અને દિનારજાદીની માફક બુઝર્ગ અમીરા ઝઇનુન્નિસા બેગમને પણ હુસ્નબાનુંનું હેશાન ધ્યાન ખેચ્યા વગર રહ્યું નહીં. "બેટી તું આજે બહાદુર દિલકશ દેખાય છે! જા, તાહરી ફતેહ છે! શાહજાદો સલીમ એક તડાકે તને તાબે થશે એમ કુદરત ગોયા મુંગી સાહેદી પુરે છે."

એવી સારી દુવા માટે, માતાજી સાહેબ, હું તમારી ઉપકારી છું." હેરાતના હાકેમની તે હિમતવાન બેટીએ ઉત્તર આપ્યો. "એવીજ દુવા મને મારી વ્હાલી બેહેનોએ પણ દીધી છે અને તેમનું પણ હું હેશાન સ્વિકારૂં છું. પરવરે પાક મારા આ મહા-ભારત સાહસમાં મારો નિગેહબાન થાય!

" થશે, જરૂર થશે, બેશક થશે. નેક કામોમાં બારેહકતાલાની મદદગારી સદા હોય છે!" બેગમ ઝઇનુલ-નિસા બોલ્યાં. " બેટી બેફિકર રહે! તું ફતેહમંદ થશે એટલુંજ નહીં પણ એક બુલંદ પદ્વિએ પુગશે. તારા ગેઇ કાલનાં સીફતમાજ સવાલો જો કે નામવર

સુલતાન અને સુલતાનાનાં સમજ્યાં નથી પણ હું તારાં દીલની ઉમેદ પામી ગઇ છું. અલ્લાહને હું નેમાજ દરમ્યાન ફરજ કરીશ કે તે ગેબી માલીક તને તારા દીલની મુરાદમાં ખુશનુંદી બક્ષે!"

હુરનબાનુ શરમાઇ ગઇ. તેણી ધારતી હતી કે શાહજાદા સલીમને સુધાર્યા પછી જે માંગણી માંગવાનો માર્મીક ઇશારો તેણીએ સુલતાન શેહેરીયારને ભરમમાં કર્યો હતો તે કોઇ સમજ્યું નહીં હતું, પણ બેગમ ઝહનુલનિસાના ઉપલા હેતુદર્શક આસિષ પરથી તેણી પામી ગઇ કે તેની ભેદી માંગણી તેવણ પોંહચેલ ઉંમરના પ્રતાપે તુરત પામી ગયા હતાં.

"બેટી તું ગેબી હીંમતવાન અને હાજર જવાબી છે એમ ગેઇ કાલે આપણે દરબારનાં ઝરૂખાપર ગયા ત્યાં સુધી હું જાણતી ન હતી." બેગમ સાહેબે પોતાની અચરતી બતાવી. "અને તેમાં વળી બુઢ્ઢી બરમલાએ તને આપેલી તલેસ્માતિક તાલીમે મને પુરી છક કરી નાંખી છે. શું તારા આ પ્રયોગોમાં જાદુઇ અંશ બીલકુલ નથી?"

"નહીં! બીલકુલ નહીં! જરાએ નહીં!"

"કેવું અજબ જેવું!"

"શુ તમે માંનતાં નથી?"

"હજી મને તે વિષે થોડો શક છે!"

"તે હવે ખુદા ચાહશે તો જલદીજ મટી જશે! બુઢ્ઢી બરમલાએ સમરકંદ આવ્યા વીના ચાલવાનું નથી."

"આ સર્વે શક્તિ તેણીએ શાના પ્રતાપે મેળવી છે?"

ઓહરાએ પુછ્યું.

"પહરેઝગારીનાં પ્રતાપે!"

"ખરેખર? ત્યારે તેમાં જાદુઇ જેવું કાંઇજ નહીં કે?"

"જરાએ નહીં."

"તેણી જુવાનને ઘરડાં ને ઘરડાંને જુવાન કરી શકે છે?" એમમે પુછ્યું.

"એક લ્હેઝામાં!"

"તેની સચ્ચાઇ ક્યારે ખરી માનું કે મારા આ ગયલા દાંતની આખી બત્રીશી મને તે પેદા કરી આપે. બેટી, મારા ખાવિંદના રાજ્યમાં હું દરેક વાતે સુખી અને સંતોષી છું, પણ આ દાંતનું દુઃખ બહુ બેજારી આપે છે. મારી ન્હાની ઉંમરમાંજ મેં તમામ દાંત ખોહી દીધા હતા. તે દાંતને ખોહાનો હું ગમ કરતી નથી, પણ મારી દહનું મને બહુ દુઃખ છે અને તેની કળતર મારેથી ખમાતી નથી. સેંકડો હકીમોની દવા કીધી પણ મારી દાઢની કળતર ભાગતી નથી. વળી કળતરને લીધે ખોરાક ચવાતો નહિ હોવાથી મને ખાધેલું પાચન થતું નથી અને તેથી હું વરસનાં છ માસ બિમાર રહું છું. મને ગયલી જુવાની જોઇતી નથી પણ મારા ગયલા દાંત મને પાછા જોઇએ છે. જો એટલાં સુખના મને સગવડ થાંય તો તારી બુઢ્ઢી બરમલાની તું જે કહે એ સેવા કરૂં!"

"સેવાની તે ભૂખી નથી, માતાજી સાહેબ! જો તે ભૂખી હોત તો આવો વિલક્ષણ એલમ મેળવી શકત નહીં." હુસ્નબાનુ બોલી. "બુઢ્ઢી બરમલાં સોનું, રૂપું હીરા કે મોતીની ગાનુનાં ભુખ

માંના કાંકરાઓ જોડે કરે છે. તેને પૈસા ટકાનો જરાએ લોભ નથી. આખો દિવસ તેણી પરવરદેગારની બંદગીમાંજ મશગુલ રહે છે અને તે સાહેબ તેની તે ખરા દિલની શેવાથી એટલો પ્રસન્ન છે કે તેણી જે ઇચ્છે છે તે તુરત નમૂદ થાય છે. જે માણસને પોતાની ઇચ્છેલી વસ્તુ ઝટ ને પટ મળી શકતી હોય તેને પારકા પૈસાનો લોભ કયાંથી હોય? અરે બેગમ સાહેબ, મારી બુદ્ધી બરમલા. આંખ મીંચીને ઉઘાડીયે નહીં તેટલાં તમારી બત્રીશી પેદા કરી આપશે! માણુસને જનાવરના રૂપમાં ફેરવી નાંખવાની જેનામાં શક્તિ હોય તેના મનથી દાંતની બત્રીશી શું મુશ્કેલ કામ છે? હવે તે વખત દુર નથી, હું પોતે થઇને આ કામ કરાવી આપીશ."

બેગમ ઝઇનુલ-નિસાએ હુસ્નબાનુની આ નવી મેહેરબાનીની માટે ઉપકાર માન્યો. અને હવે તેઓ નાસ્તો ખાવા ઉઠયાં.



## પ્રકરણ ૧૧ મું.



### હુસ્નબાનું મરદાના લેબાસમાં!

"તમે અહીંથી કેટલે વાગે સિધારશો બેહેન?" નાસ્તાની ટેબલ ઉપર દિનારંજાદીએ સવાલ કર્યો.

"જી, દસ વાગે!"

"દિવસે કે રાત્રે?"

"દિવસે! હવે રાત્રે શા માટે?"

"અરે હા ખરા! તમે તો હવે મર્દાના પોશાકમાં અહીંથી જશો, નહીં?"

"પણ તે પોશાકનું કંઇ કીધું?" બેગમ ઝઇનુન્નિસાએ ચીંતા બતાવી.

"તમે બેફિકર રહો, માતાજી સાહેબ! પોશાક ક્યારનો સીવાઇ આવીને મારાં બિછાનાં પર તઇયાર પડયો છે!"

"એ કોણે મોકલ્યો?"

"મારી બુઢ્ઢી બરમલાએ!"

"ક્યાંથી"

"શેહેર હેરાતથી!"

"કેવું અજબ જેવું!" તે ત્રણે મા-દિકરીઓ એકમેકનું કોડું ટીકવા પડયાં. "આ વાત માન્યામાં કેમ આવે!"

"સુલતાનનું તખ્ત ઝરૂખાપર આવી પડે તેમ આવે!" હુસ્ના-બાનુંએ હાજર જવાબ આપી તેમને તુરત ચુપ કરી નાંખ્યાં.

"એટલું તો ખરૂં, બેટીઓ," બેગમ સાહેબ બોલ્યાં "કે સુલતાન શેહેરીયારને ત્યાંની જ્યાફતમાંથી આપણે મોડી રાત્રે ઘર આવ્યા પછી એટલો જુજ વખત પસાર થયો છે કે તેટલા અર-સામાં બેટી હુસ્નને તેણીનો મરદાના પોશાક ગમે એવો કાબિલમાં કાબિલ દરજી બી સીવી આપી શકે એ અસંભવિત છે. તેથી, જો કે શંકા તો ઉપજે છે તોપણ બુઢ્ઢી બરમલાએ પોતાની તલેસ્માનિક

શક્તિથી તે પોશાક પુગાડયો હોય, એમ પણ કાંઇક દરજ્જે માનવા જેમ લાગે છે-કારણ કે—"

કારણ કે શું?—"

"કારણ કે ગેન કાલે બેગી હુસ્નબાનુંએ બતાવેલો તખ્તને ઝરૂખાપર લાવવાનો પ્રયોગ કાંઇ ન્હાનો સુનો નહીં હતો અને તે જો બુઢ્ઢી બરમલ્લાની બરકતથી થયું હોય તો મારી આખી બત્રીશી અને વળી આ મરદાનો પોશાક નહીં બની શકે એમ લાગતું નથી."

બુઢ્ઢી બરમલ્લા તરફ બેગમ ઝઇનુલ-નિશાને આટલો વિશ્વાસ બતાવતાં જોઇ હુસ્નબાનુ ખુશી થઇ.

"એ પરહેજગાર ઓરતની પુરી પિછાન તમોને જ્યારે પડશે, ત્યારે માતાજી સાહેબ, મારી સરકશી મને માફ કરજો; પણ તમે સર્વ તેણીપર ખરેજ ફુલોનો વરસાદ વરસાવશો! ચાલો હવે મારી 'છોટા હાજરી' ને હું ઇનસાફ આપી ચુકી છું. હું હવે મારો પોશાક બદલવા મારા ઓરડામાં જઇશ!"

"પ્યારી હુસ્નબાનું, આપણે પાછાં ક્યારે મળીશું?" બેગમ અને દિનારજાદી સાથે બોલી ઉઠયાં.

"થોડા થોડા દિવસને અંતરે હું તમોને છુપી રીતે મળતી રહીશ, તે વિષે તમે બેફિકર રહેવું. હું જાઉં છું ખરી, પણ તમારી માયા હું ભુલીશ નહીં. કોણને ખબર છે કે નસીબ હવે કેવાં નખરાં બતાવે છે! પાક પરવરદેગારની મદદ અને મારી બુઢ્ઢી બરમલ્લાની પરેજગારીનાં પ્રતાપથી શાહજાદા સલીમને ૧ વર્ષની અંદર ઠામે કરવાની ઉમેદ તો રાખું છું. પછી તો જે કાંઇ ગેબી માલેકનો

હુકમ! જેનાં હુકમ વગર ઝાડનું એક પાંદડું કે પંખીનું એક પીંછ ઊડી શકતું નથી તેના હુકમની બહાર હું કે મારી બુદ્ધી બરમલા શું કરી શકનાર હતાં? પાક પરવરદેગારની પોતાની મદદગારી વગર કિયાં કામ બન્યાં છે કે આએ બનશે? તેના હુકમ હશે તોજ અમોને યારી મળશે."

"બેશક-બેશક" બેગમ સાહેબ બોલ્યાં અને હુસ્નબાનુંને બાથમાં લઇ ચાંપીને એક કોરી કીધી તથા તેણીનાં આતશિયા રૂખશારા પર એક મીઠડો બોસો લીધો.

એજ પગલે તેમની બેઉ બેટીઓ પણ ચાલી.

* * * * * * *

"અમે તમારા ઓરડામાં આવિયે તો કાંઇ હરકત છે, બેહેન હુસ્નબાનુ?"

"બા ખુશી આવો મારી બહેનો! બુદ્ધી બરમલાના પ્રયોગો જાદુઇ અસરથી જુદુંજ તત્ત્વ ધરાવનારા છે. ને પ્રયોગો સૌને માટે ખુલ્લા છે. તેનું જાદુ માત્ર તેની પહરેજગારીમાં સમાયલું છે!"

એમ બોલી હુસ્નબાનું ઓરડા તરફ ચાલી. તેની પાછળ ઝોહરા અને હિનારજાદી ગઇ. તે ત્રણે ઓરડામાં દાખલ થયા પછી હિનારજાદીએ હુસ્નબાનુની અરજ ઉપરથી બારણું બંધ કરી અંદરથી સાંકળ મારી.

"બારણું બંધ કરવાની કાંઇ ખાસ જરૂર નથી, પણ શાહજાદા સલીમવાળી યોજના ફતેહમંદ ઉતરે તેટલાં આપણા નોકર-ચાકરોથી તે છુપી રાખવા માટે મેં બારણું બંધ કરાવ્યું છે." હુસ્નબાનુએ

ખુલાસો કર્યો અને ખીસામાંથી કુંચી કહાડી પોતાની એક મોટી સંદુક ખોલી તેમાંથી લાલ કસબી રૂમાલમાં વીંટાળેલી એક નહાની ઇસ્કોત્રી, જે પેટીનાં તળિયાંમાં મુકેલી હતી તે કાઢી ઓરડાની વચ્ચે મેલવામાં આવેલી મેજ [ટેબલ] પર મુકી.

"એમાં શું છે?" ઝોહરાએ પુછ્યું.

"હથિઆર! હથિયારનું શું કામ છે?"

"ઝોહરા બેગમ, તમે એમાં નહિ સમજો. મેહેરબાની કરી હું જે કાંઇ કરૂં છું તે ચુપચુપ જોયા કરો! એ હથિયારમાં શું ગુણ છે તે તમે હમણાં આપ મેળે જોઇ શકશો!"

"સબર કરો હુસ્નબાનું! આ પ્રયોગ જોવા માટે જરા માતાજી સાહેબને બોલાઉં?"

"તમારી ખાહેશ હોય તો સુખેથી બોલાવો! હું દલગીર છું કે હું પોતેજ ત્યાં આવી શકતી નથી; કારણ કે માતાજી સાહેબનાં ઓરડામાં આયા-દાયાઓની આવજા-જાવ વધારે છે અને તુરત વેળા એ વિષે હું ચર્ચા કરવા માંગતી નથી."

"તે ખરૂં છે પણ એક મીનીટ થોભી જજો! હું હમણા માતાજી સાહેબને બોલાવી લાવું છું!"

એમ કહી દીનારજાદી બારણું ઉંઘાડી તે ઓરડો છોડી ગઇ અને બીજીજ પળે તે બુઝર્ગ બેગમ સાહેબ લઇનુલ-નિસા ત્યાં આવી પહોંચ્યાં.

બારણું પાછું બંધ કરી દિનારઝાદી હુસ્નબાનુંનો પ્રયોગ ઘણી ઉલટથી જોતી હતી.

"બેટી હજી તું તૈયાર કેમ થઇ નથી?" બેગમ સાહેબે અલલસનાં એક કીમતી કોચપર જગ્યા લેતાં હુસ્નબાનુને સવાલ કીધો.

"માતાજી સાહેબ, તેજ તૈયારી ચાલી રહી છે."

"પણ તારો પોશાક ક્યાં છે?"

"આ ઇસ્કોત્રીમાં!"

"ઇસ્કોત્રીમાં?",

"હા."

"ક્યાં છે જોઉં?"

હુસ્નબાનુએ તુરત પેલી ઇસ્કોત્રીને કસબી રુમાલમાંથી છુટી કરી એક ન્હાની કુચી લગાડી ઉઘાડી અને તે ત્રણે મા દીકરીઓએ મોટી અજાયેબી વચ્ચે જોયું કે ખુલ્લા બદામી રંગના એક રેશમી રૂમાલમાં વીજળી મીસાલ પ્રકાશ પડે એવાં એક ઝકઝકતાં હથીયાર શિવાય બીજું તેમાં કાંઇ હતું નહી!

"બેટી, તેં હમણાં મને કહ્યું કે આ ઇસ્કોત્રીમાં પેલા મર્દાના પોશાક છે તે ક્યાં છે? આ તો એક હથીવાર છે!"

"એ હથીવારમાંજ તે પોશાક સમાવલો છે."

"એટલે?"

"એટલે એ કે હથીયારમાં બુઢ્ઢી બરમલાની તમામ તલેસ્માતિક શકિત સમાવલી છે. એ હથીયાર હાથમાં લઇ એક ચોક્કસ પાક કલામ યાદ કીધાથી આપણે જે ચાહીયે તે પેદા કરી શકીયે.

"એ કેમ મનાય, બેટી હું તો નહિ માનું!"

"ખબરદાર! વગર વીચારે કાંઇ અપશબ્દો ઓચારી મારી

બુઝુર્ગ બરમક્ષાને અપમાન કરશો નહિ. તમોને તમારી ગયેલી બત્રીશી પાછી મેળવવી છે તે યાદ રાખો!"

"નહિ બેટી, હું કશું અપમાન ભરેલું બોલવા ઇચ્છતી નથી." ગયેલી બત્રીશી પાછી મેળવવાની હુસ્નબાનુંએ આપેલી યાદથી બેગમ સાહેબ લગાર દબી જઇને બોલ્યાં. "એક ચીજનો પ્રત્યક્ષ અનુભવ મલ્યા વગર કેમ મનાય, મારી દીકરી? તેથી હું તો કહું છું."

"અને જો અનુભવ મળે તો પછી તમો માનો ખરાં કે?"

"ખુદાના ઘર સુધી!"

"ત્યારે ઠીક છે. કહો હવે, આ સામેના પીંજરામાં પોપટ છે એને મુર્ગના રૂપમાં ફેરવી નાંખું?"

"એ કેમ બનશે?" ઝોહરા અને દિનારજાદી સાથે બોલી પડયાં.

"એ એમ બનશે" એમ બોલી હુસ્નબાનુંએ ઓરડાની બરોબર વચ્ચે ઉભી રહી તે પોપટનાં પીંજરાં તરફ એક નજર કરી પોતાની બન્ને આંખ્યો બંધ કરી હોઠપર કાંઇ છુપ્પા કલામો બબડયા અને પછી આંખ ઉઘાડી પેલું હથીયાર પોપટ તરફ તાંકી કહ્યું. "હે પખી તું એક તુતી (પોપટ) છે. જો પાક અલ્લાહતાલા તારો પેદા કરનાર હોય તો તેના કસમથી હું તને કહું છું કે એકદમ તુતીની સુરતથી બદલાઇ જઇ મુર્ગની સુરતમાં ફેરવાઇ જા!"

અને તેમજ થયું! તે તુતી (પોપટ) એક સુંદર પીછાંદાર મુર્ગ (મરઘા) ના આકારમાં બદલાઇ ગયો!!

"યા અલ્લાહ! અમો આ શું જોઇએ છીએ!"

તે પવીત્ર અને ગેબી માલેકનાં ચમત્કાર તમે જુઓ છો બેગમ-

સાહેબ! બીજું તમે કાંઇ જોતાં નથી!" હુસ્નબાંનુએ બેગમ સાહેબે બતાવેલી પ્રગટ અચરતીનો પ્રગટ જવાબ વાલ્યો.

"ચાલ મુર્ગ, હવે તારૂં કામ બજાવ!" હુસ્નબાનુએ પેલાં એજમતી હથીયાર પર કાંઇ ગુપ્ત સખુનો ભણી મુર્ગ બનેલા પોપટને કહ્યું.

તેજ વખતે પેલો મરઘો "કુઉકરેકુઉઉઉઉઉઉ!" નાં અવાજો કાઢવા લાગ્યો. જે જોઇ બેગમ અને તેમની બેટીઓને એક તરફ અચરતી અને બીજી તરફ હશવું પેદા થયું!



## પ્રકરણ ૧૨ મું.



### અકીકની દાબડી.

પેલાં એજમતી હથિયારની બરકતથી પોપટને મુર્ગમાં ફેરવી નાખવાંનો હુસ્નબાનુએ કરેલો પ્રયોગ અમીરા ઝઇનુલ-નિસા તથા બેટીઓ ઝોહરા અને દિનારજાદીને દંગ કર્યા વિના રહ્યો નહીં. બુઢ્ઢી બરમલાની તલેસ્માતિક શકિત વિષે હવે તેમના મનમાં રહેલું બદગુમાન સમુળગું નીકળી ગયું. પોપટ જેવું એક ન્હાનું સુંદર પંખી ભાત ભાતના રંગ બેરંગી પીછાવાળું એક મુર્ગ બની જાય એ જોતાં જોતામાં આંખનાં પલકારા વચ્ચે બનેલો વિલક્ષણ ચમત્કાર તે કુળ-

વાન મા-દિકરીઓને હેરત કર્યા વગર રહ્યો નહીં. તેઓ પરસ્પર કોહાં ટીકવા પડયાં અને ઘડીમાં મુર્ગ બનેલા તે પોપટ ઉપર, ઘડીમાં હુસ્નબાનુંના હાથમાં પકડેલા હથિયાર ઉપર તો ઘડીમાં એકમેકના ચેહેરા ઉપર વિજળીને વેગે પોતાની ચક્ષુઓ અહીંથી તહીં ચમકાવવા લાગ્યાં.

તે એક જોવા જોગ ચિત્ર હતું. પોતાના હાથમાં પકડેલા તલેસ્માતિક હથિયારની એજમતથી પોતે કરી બતાવેલો પ્રયોગ અચ્છો અસરકારક નીવડયો તે જોઇ હુસ્નબાનું હર્ષીત થઇ ગઇ. સૌ કરતાં મુર્ગ બનેલા તે પોપટે એક ખરેખરા મરઘાની માફક જ્યારે "કુઉકરે કુઉકઉઉઉ!" નો મધુર અવાજ કાડયો ત્યારે ત્યાં ચાલી રહેલી હસાહસ હુસ્નબાનુંને બહુ ગર્વ લેવા જોગ હતી!

"હવે આ મુર્ગને એના અસલ આકારમાં ફેરવી નાખવાની મને રજા છે, બેગમ સાહેબ?" મુર્ગ બનેલા પોપટની અનેક મીઠ્ઠી બોલી સાંભળ્યા તથા તેને સર્વ કોઇ સારી પેઠે જોઇ રહ્યા પછી હુસ્નબાનુંએ અમીરાને પુછ્યું.

"હા બેટી" અમીરાએ રજા આપી.

હુસ્નબાનુંએ આ રજાપર હેશાનની એક ડોક કરી પેલાં એજમતી હથીઆરને પોતાના માથા ઉપર બેઉ હાથે ઉંચકી આંખ મીચી કાંઇ કલામો ભણવા માંડયા અને પછી મોહડું ઉંચુ કરી તે હથીયાર પર એક ફુંક મારી જેથી હથીયાર તેણીનાં હાથમાંથી છુટ્ટું થઇ હવામાં અદ્ધર લટકતું રહીને તેણીનાં માથાથી આસરે ૬ ફુટની ઉંચાઇએ ગોળ ફરવા લાગ્યું. એજ વખતે પેલો મુર્ગ પોતાની પાંખ

ફફડાવવા લાગ્યો; જેથી તેનાં તમામ પીંછાં ભોંયપર ખરી પડી અલોપ થઇ ગયાં !

અમીરા, ઝઇનુલ–નિસા તથા ઝોહરા અને દિનારજાદીનાં ચિત્રો આ વખતે જોવા જોગ થઇ પડતાં હતાં. હુસ્નબાનું જેણી હવે બીજે હાથ જોડી આંખ્યો મીચી ઓરડાને મધ્ય સ્થાને સ્તબ્ધ ઉભી રહી કાંઇ પવિત્ર કલાંમો પોતાના હોઠપર ગુપ્ત બબડતી હતી તેણીને માથે છ ફુટની ઉંચાઇએ હવામાં અદ્ધર લટકીને ગોળ ચક્રાવો ફરતું પેલુ હથીયાર ઘડીમાં તેઓ જોતાં, તો ઘડીમાં પાંખ ફફડાવી પીત ફેરવતાં પેલાં મૃગને જોવા પડતાં. તેમની સ્થિતિ "નીચલો દેખાવ જોઇએ કે ઉપલો દેખાવ, જોઇએ" એવી અસ્થિર થઇ પડી હતી. હથીયાર તો એક સરખું ગોલ ચક્રાવો ફર્યું જતું હતું પણ પેલા મુર્ગમાં તો ભાત ભાતનાં ફેરફાર થઇ રહ્યા હતા. પ્રથમ તે હથીયાર હુસ્નબાનુંનાં હાથમાંથી છુટીને ઉંચે જઇ હવામાં અધ્ધર ફરવા લાગ્યા બરાબર મૃગે પાંખ ફફડાવી પોતાનાં પીછાં જમીનપર ખેરવી નાંખ્યાં અને જોતાં જોતામાં તે સુંદર પીછ ત્યાંથી અલોપ થઇ ગયાં. તે પછી તે મૃગના બન્ને પગ તેના પેટમાં પેસી ગયા અને હળવે હળવે તેની ડોક પણ તેજ રીતે તેની ગરદનની અંદર સંકોચાવા લાગી. પેલા અજમતી હથીયારને ઉપર ગોલ ફરતું જોવાનું મુકી દઇ તે ત્રણે મા–બેટીઓ પેલા મુર્ગની સ્થિતીનું તલેસ્માતિક ફેરવાનું જોવા પડયાં. મુર્ગનું માથું ગરદનમાં પેવસ્ત થઇ ગયા પછી તેનો આકાર માંસના એક લોચા જેવો દેખાવા લાગ્યો. તે લોચો હવે જમીન પર ગોળ ફરવા લાગ્યો અને

અંદરથી પિક-પિક-પિક-પિક એવો પોપટનાં ન્હાનાં બચ્ચાંઓ બોલે તેવો અવાજ આવવા લાગ્યો. આ અવાજ નિકળ્યા બરાબર હુસ્નબાનું જેણી હજી આંખ મીચી ગુમ કલામો ભણતી હતી તેણીએ પોતાના બન્ને હાથ જે જોડેલા હતા તે એકદમ બેઉ બાજુએ છુટા કરી નાખ્યા અને તેમ થતાંજ પેલું એજમતિ હથીયાર જે તેણીનાં માથાંપર ૭ ફુટની ઉંચાઇએ અધ્ધર ગોળ ફર્યા કરતું હતું તે એકદમ પેલા મુર્ગના માસનાં લોચાપર આવીને ભોકાયું; જે ભોકાતાં વાર તે લોચો ફાટી ગયો અને અંદરથી પેલોજ અસલ પોપટ બહાર નીકળી આવી પોતાનાં સોનેરી પીંજરાંમાં ભરાઇ ગયો!

પોપટ પીંજરાંમાં ભરાયા બરાબર પેલું હથિયાર ઉડીને હુસ્નબાનુંનાં જમણાં હાથમાં જઇ પડયું અને અમીર ઝઇનુલ-નિસા તથા બેટીઓ જોય શું કે પેલો માંસનો લોચો ત્યાંથી તેજ ઘડીએ ગેબ થઇ ગયો!

આ વખતે પેલાં હથિયારમાંથી જેમ બંદુકનો બાર કીધા પછી બંદુકની નળીમાંથી ધુમાડો નીકળે છે તેમ ધુમાડો નીકળવા લાગ્યો જે જોઇ બેગમ તેનું કારણ પુછતાં હુસ્નબાનુંએ જવાબ આપ્યો કે "પોતાનો પ્રયોગ પુરો થવાની આ એજમતી હથિયાર આપણને આ રીતે ખબર આપે છે." એ પછી તેણીએ તે હથિયાર ઠંડા પાણીનાં એક વાસણમાં મુકયું, જેથી તેમાંથી નીકળતો ધુમાડો તુરત બંધ થઇ ગયો.

"કેમ મારી બુઢ્ઢી બરમલાની તલેસ્માતિક શકિત વિષે તમે

શું ધાર્યું, માતાજી સાહેબ?" પોતાનો પ્રયોગ સંપુર્ણ થયા પછી હુસ્નબાનુએ બેગમ સાહેબ ઝઇનુલ-નિસાનું મત માગ્યું.

"હવે મારી સંપુર્ણ ખાત્રી થઇ, મારી બેટી! અમીરા બોલ્યાં, "એવી મહાન શકિત ધરાવનારા બાનું બેશક અલ્લાહની અતિ પ્યારી હોવી જોઇએ."

"તમારાં એવાં એક કીંમતી મત માટે હું તમારી બહુ ઉપકારી છું, બેગમ સાહેબ! હુસ્નબાનુએ હેશાન માન્યું અને પછી ઝોહરા તથા દિનારજાદી તરફ ફરતાં વધાર્યું, "અને તમે? મારી બેહેનો, તમે મારી બુઠ્ઠી બરમલા માટે શું ધાર્યું?

"માતાજી સાહેબનાં મતને અમે બોલેબોલ મળતા છીએ બેહેન!" ઝોહરા અને દિનારજાદી સાથે બોલી ઉઠ્યાં. "સચ્ચાઇ કદી છુપી રહેતી કે ઝાંખી પડતી નથી. આવા પ્રયોગો પ્રત્યક્ષ નજરો નજર જોવા પછી અમોને માનવાને કશી આંચકો લાગતી નથી કે શાહજાદા સલીમને એક સંસારી માણસ બનાવવા માટે તમોએ ઝડકેલું ઉમેદવારીનું બીડું ફતેહમંદ પરીણામ લાવે તો અમે અજબ થવાનાં નથીં."

પોતાની માનીતી સહીઓનો આ કીમતી અભિપ્રાય સાંભળી હુસ્નબાનું ખુશખુશ થઇ તેણીએ તેમની ભલી દુવાઓ માટે જાબજા ઉપકારના ઉભરા જાહેર કીધા અને પછી પેલું ઠંડા પાણીના વાસણમાં મુકેલું બુઠ્ઠી બરમલાનું પવિત્ર હથિયાર કાઢી એક સ્વચ્છ વસ્ત્રથી નુછીને બોલી.

"ચાલો, માતાજી સાહેબ અને બેહેનો, હું હવે તમારી રજા

ચાહીશ. શાહજાદા સલીમની સેવામાં રજુ થવા માટે હું હવે મર્દાનો લેબાસ સજું છું. બેહેન ઝોહરા, મારો સર્વ અસબાબ અહીંજ રહેવા દેજો અને મારી ચાવીનો આ ઝુમખો તમો કને જાળવી રાખજો. જો પાક અલ્લાહતાલા મને મારાં કામમાં યારી બખશસે, તો હું ખુશી સહિત તમોને આવી મળીશ અને નહીં તો જે કાંઇ મારી સરજતમાં હશે તે ખરૂ. બુઝર્ગ અમીર સાહેબ મુબારકજંગને મારૂં ઘણું ઘણું નમતું કહેશો એઓ સાહેબ દરબારે સિધાર્યા છે તેથી મારાથી એમને મળાયું નથી. ખુદા ચાહશે તો દરબારમાં મને એમનાં દર્શન થશે."

"આ હથિયાર અને પેટી સાથે લઇ જશો કે?" દિનારજાદીએ પુછ્યું.

"પેટી અહીંજ રહેશે અને હથિયાર મારાં બખ્તરમાં જગ્યા લેશે. મારી ફતેહનો સઘળો ભરમ આ એજમતી શસ્ત્રમાં સમાયલો છે.'

"અલ્લાહ તારો નિગેહબાન થાય!" બેગમ સાહેબે સેવટનાં આશિષ આપ્યા.

તેજ પળે તે હથિયારની ટોંચ પોતાની છાતી સાથ લગાડી આંખ મીચી હુસ્નબાનું અલ્લાહની પવિત્ર યાદ કરવા જોકે કાંઇ પાક કલામ હોઠપર બરબડી અને બેગમ સાહેબ જોય શું કે ઝીણી ઝીણી મુછવાળા એક અતિ ખુબસુરત નવજવાનમાં તેણી જોતાં જોતાંમાં ફેરવાઇ ગઇ! તે તલવાર બરછી, કટારી ગુમી અને બીજાં હથ્યારોમાં સજ્જ થયલો તેણીનો મર્દાના લેબાસ જોઇ તેઓ હેરત થઇ ગયાં! હેરાત શેહેરની હુસ્નબાનુ જાણે તેમની

નજર સામેથી ગુમ થઇ ગઇ અને તેણીને બદલે દમામદાર દેખાવનો એક ફાંકડો નવ જવાંન તેમની સાંમે હસતે ચેહરે ઉભેલો તેમને જોયો !

## પ્રકરણ ૧૩ મું.

### કાળો ગુલાબ.

"આફરીન છે બુદ્દી બરમલાની તલેસ્માતિક શકિત ઉપર !" બેગમ સાહેબ ઝઇનુલનિસા તથા બેટીઓ સાથે બોલી ઉઠયાં. "ઓ હુસ્નબાનું ! તું તો હદ કરે છે ! અમે આ સ્વપનું જોઇએ છીએ કે ખરેખરો બનાવ અનુભવીએ છીએ ? અરે ! તારા એજમતી ઇલમ ઉપર તેં કેટલી હદ સુધી કાબુ મેળવ્યો છે !" બેગમ સાહેબે અચરતીથી દાંતમાં આંગળી પકડી પુછ્યું.

પણ હવે હુસ્નબાનુંએ જવાબ આપ્યો નહિં. હવે તેણી પોતાના એજમતી એલમની અસર તળે હોવાથી તેણી કાંઇ બોલી નહિં. હજી, તેણીનાં હોઠ કાંઇ ગુપ્ત કલાંમો બબડયા જતા હતા. પોતાનું તે ભેદી ભણતર બે ચાર મિનિટમાં સમાપ્ત કરી તેણીએ પેલું તલેસ્માતિક હથિયાર પોતાના બખ્તરમાં ખોસ્યું અને પછી એક મુગ્ધ નમન કરી તેણી તે ઓરડો છોડી ગઇ.

પણ જતાં જતાં પોતાની જમણી હથેલીપર ફુંકમારી તેણીએ

પોતાના ડાબા હાથે તેણી હથેલીમાંથી, જોતાં જોતાંમાં એક ન્હાની અકીકની દાબડી ખેંચી કાઢી અને તે બેગમ સાહેબનાં આંગપર ફેંકી ત્યાંથી એકદમ ઝડપું કદમે નીકળી ગઇ !

હુસ્નબાનુએ નાખેલી તે દાબડી બેગમ સાહેબ ઝહેનુલ નિસાના ખોળામાં જઇ પડી. તેઓ સર્વ આ બનાવપર અચરત થયાં અને નવો ભેદ શો છે તે જાણવાને અધીરાં બન્યાં. તે દાબડી લીલા રંગના એક કીમતી અકીકના ખડામાંથી કોતરી કાઢેલી હતી અને તેની ઉપર આતશિયા રંગની ઝીણી ઝીણી છાંટ હતી. તેનું ઢાંકણું ચપટ બેસાડેલુ હતું. તે ચકચકિત પથરો એટલો તો લીસો હતો કે વારંવાર હાથમાંથી સરી જતો હતો. દાબડીના ઢાંકણાંપર અરબ્બી ભાષામાં "અલ-મુજીબો" [યાને "બંદગી કબુલ કરનાર"] એવું ખુદાનું એક નામ કોતરેલું હતું. ઝોહરાએ જોર કરીને તે દાબડી ઉઘાડી અને તેઓએ અંદર શું જોયું ?-તેમાં એક કાળો ગુલાબ હતો ! તેનાં પાંદડાં ઉંચામાં ઉંચી મખમલને શરમાવે એવાં સુંવાળાં અને મુલાયમ હતાં. તેની દાંડી બલુ રંગની હતી અને ફુલનાં મધ્ય ભાગમાં પીળા રંગની ત્રણ ટીપકીઓ હતી. તે ફુલનો નીચે કાગળની એક કાપલી મુકેલી હતી, જે કાપલીમાં નીચલા શબ્દો લખેલા હતાઃ-

"જ્યારે તમોને મારૂં કામ પડે ત્યારે હમામખાનામાં જઇ તન પાક કરી એક એકાન્ત જગ્યામાં પવિત્ર મનથી અલ્લાહનું "અલ—મુજીબો" (બંદગી કબુલ કરનાર") નામ જબાન પર લેજો અને મારી યાદ કરીને આ કાળો ગુલાબ સુંઘજો, કે હું તુરત હાજર થઇશ." (હુસ્ન.)

ઉપલી કાપલી વાંચી તે, કુળવાન અમીરા અને તેની જવાન બેટીઓ જાણે પોતાનો હોંશ ભુલી ગઇ. હેરાત શહેરની હુસ્ન બાનુંએ આજ સહવાર પછીથી તેમને બુટ્ટી બરમલાના એટલા બધા ચમત્કારિ પ્રયોગો બતાવ્યા હતા કે અચરતીપર અચરતીનાં છકક કરી નાખનારા ખ્યાલોથી તેઓ ગોયા દટાઇ ગયાં હતાં. એક ન્હાના હથિયારમાં આટલી બધી તલેષ્માતિક શકિત જોઇ તેઓ ખરેખર દંગ થઇ ગયાં હતાં, પણ ખરી અજાયબી તો હજી આગળ આવતી હતી.

"દુનિયામાં કાળો ગુલાબ હસ્તી ધરાવતો તમે કોઇ દિવસે જાણ્યો છે, માતાજી સાહેબ?" ઝોહરા પેલી અકીકની દાબડીમાંનું ગુલાબનું ફુલ હાથમાં લઇ પોતાની માતાને પૂછવા પડી.

"મેં કાળો ગુલાબ નજરે કદી દીઠો નથી, દિકરી, પણ મારા સાંભળવામાં છે કે કાળો ગુલાબ હસ્તીમાં છે. કહે છે કે એની પેદાસ દુનિયામાં ઘણીજ કમતી છે. મેં એક પુસ્તકમાં વાંચેલું મને યાદ છે કે કાળા રંગના એક પુષ્પને લોકો કાળા ગુલાબનું નામ આપેલું છે. પણ વિદ્વાનોમાં એ વિષે મતફેર છે. ફુલોની જાત હજારો બલકે લાખોથી છે અને તેમાં ચોકકસ કાળા ફુલને કાળા ગુલાબનીજ ઉપમાં કાં આપવામાં આવતી હશે તે હું સમજી શકતી નથી. મારી સમજ મુજબ કાળો ગુલાબ હસ્તીમાં છેજ નહિં અને તેથીજ એક નહિં બનનારી ચીજને બનાવી બતાવીને બુટ્ટી બરમલાએ પોતાની મહાન શકિતનો આપણને આ રૂપે ખ્યાલ આપેલો લાગે છે."

" કાળો ગુલાબ હસ્તીમાં હોય કે ન હોય તે વિષે આપણને કામ નથી, પણ આ તો ખરેખરજ કાળો ગુલાબ આપણે આપણી જીંદગીમાં પેહેલો જોઇએ છીએ!" દિનારજાદી બોલી. "અને તેની ખરી ખુબી તો તેની બલુ રંગની ડાંખલીમાં છે. જો કુદરતી કાળો ગુલાબ ખરેખર આવતો હશે તો તેની ડાંખલી બલુ નહિં પણ કુદરતના હમેશનાં પસંદ કરેલા લીલા રંગની હશે, આ ફુલની ડાંખલી તો બલુ છે અને વળી ફુલની બરાબર વચમાં ત્રણ સુંદર જીણી પીળી ટીપકીઓ છે." અહીં દિનારજાદીએ ઝોહરાના હાથમાંથી તે શિહા પુષ્પ લઇ વધારયું. "આહા! કેવું મોહક ફુલ છે! એની પાંદડીઓ કેટલી મુલાયમ છે! જુઓ! જુઓ! એમાંથી કેવી ઉમદા સુગંધી આવે છે!"

" બેટી, એ ફુલ સુંઘતી નાં!" અમીરા અધિરાઇથી બોલ્યાં.

" કેમ માતાજી સાહેબ, શું તમે હજી શંકાશિલ છો?"

" ના, તેમ નહિ પણ દિકરી તું ભુલી કેમ જાય છે? આ કાપલીમાં શું લખ્યુ છે તે તેં સાંભળ્યું કે નહિં? આ ફુલ ભુલમાં સુંઘવાથી હુસ્નબાનુ તુરત અહીં હાજર થશે તેનો તને કંઇ ખ્યાલ છે બેટી?"

"હા જો! ખરી વાત!"

"પણ માતાજી સાહેબ, એમ માનવામાં તમારી ભુલ છે એમ મને લાગે છે" ઝોહરા અહીં વચ્ચે પુરાઇ. દિનારજાદી આ કાળો ગુલાબ સુંઘે તેટલાં આ જગ્યાપર હુસ્નબાનું આવે એમ હું ધારતી નથી. કારણ કે કાપલીમાં લખ્યું છે કે હમામખાનામાં ગોસલ કરી

પવિત્ર મનથી 'અક્ષ–મુજીબો' [ 'બંદગી કબુલ કરનાર'] એ બરકતી નામ યાદ કીધા પછી એ બેહેનની યાદ કરી ફુલ સુંઘે તોજ તેઓ હાજર થાય માટે અલ્લાહનું તે પવીત્ર નામ યાદ કીધા વગર કાળો ગુલાબ સુંઘે તો કાંઇ હરકત નહીં એમ હું ધારૂં છું."

"મને બી તેમજ લાગે છે." દીનારજાદી બોલી.

"બેટી ઝોહરા, તારી તર્ક કાંઇક દરજ્જે મને ખરી લાગે છે," અમીરા ઝઇનુલ નિસા બોલ્યાં. "પણ એવા તલેસ્માતિક કામો જેમાં આપણુને રજ ભાર સમજણ નથી, તેથી ડરેલાં ભલાં."

"તમે કહોછ તે ખરૂ માતાજી સાહેબ! પણ આ કાળો ગુલાબ સુંઘવામાં ડરવા જેવું કાંઇ નથીની?"

"તે તું શા ઉપરથી કહે છે?"

"હુસ્નબાનું આપણી છે તે ઉપરથી!" ઝોહરાએ જવાબ દીધો. "ધારો કે હમણાં દિનારજાદી આ કાળો ગુલાબ સુંઘે તો શું થાય? મારી સમજ મુજબ હમામમાં જઇ તન પાક કરી અલ્લાહનું તે પવિત્ર નામ સાચી મનસ્નીની જબાન પર લાવી તેણીની યાદ કીધા શિવાય તે અહી આવી શકે નહીં ઉપલી સઘળી ક્રિયાઓ કર્યા વીના અમથો કાળો ગુલાબ સુંઘે તો તે બેહેન હુસ્નબાનુને કાંઇ બશારત આપે એમ હું ધારતી નથી અને એમબી માનો કે કદાચ તેણે આપણી ધારેલી ધારણાથી ઉલટી અસર ઉપજાવીને હુસ્નબાનુંને અહીં તેડી તો આપણુને કહેતાં કેટલીવાર કે અમે કાળા ગુલાબની પરીક્ષા લેવા માટે આમ કર્યું હતું? હું નહીં ધારતી કે હુસ્નબાનું તે સાંભળી ખફા થાય!"

"ખરૂં છે કે ખફા તો નહીં થાય, પણ તેમ થવાનું તેને આપણે કારણ આપવું શા માટે?" બેગમ સાહેબ બોલ્યાં.

"માતાજી સાહેબ. તમારી દલીલમાં પુરતી વજુદ છે એ હું કબુલ કરૂં છું, પણ મારી ઘણી મરજી છે કે જો તમારી રજા હોય તો આ ફુલ હું સુંઘી જોઉં? મને એની મધુર લંપટ બહુ ભાવે છે અને તમે મને સુંઘતી અટકાવી નહીં હોત તો હું ક્યારની તેની લહેઝત લેઈ ચુકી હોત?" ન્હાની બેટી દિનારજાદીએ બેગમ સાહેબની રજા માંગતાં પુછ્યું.

"પણ તેમ કરતાં કાંઇ જોખમ થાય તો?"

"જોખમ? એમાં જોખમ શાનો? જોખમ જેવું એમાં તો હું કશું જોતી નથી?"

"દીકરી. તું તેમ જોતી નથી, પણ હું તેમાં જોખમ જોઉં છું. પોતાના તલેસ્માતિક પ્રયોગો અતી ચપળતાથી બજાવવા છતાં હુસ્નબાનું કેટલી સાવધ રહેતી તે તમો બન્ને બેહેનોએ શું જોયું નથી?" અમીરાએ પોતાની પુત્રીઓને યાદ આપી. "તેનો છેલ્લો દાખલો એ છે કે દરબારમાં જતી વેળા મર્દાના આકારમાં બદલાયા પછી તેણીએ આપણને એક મુગું નમન કીધા શિવાય મોહડેથી એક શબ્દ પણ બોલી નહીં. તે શું બતાવે છે? હું તો તેનો અર્થ એમ કરૂં છું કે ખુદી બરમલાના એજમતી પ્રયોગો તેના નિયમસરજ થવા જોઇતા હશે અને જોઇએ તે કરતાં વધું કે ઘટે તે કરતાં ઓછી ક્રિયા કરવાનાં ચેડાં એવાં તલેસ્માતિક પવિત્ર બળ સાથે કાઢવાં નહી જોઇએ.

"તમારાં મત સાથે હું મળતી થતી નથી, માતાજી સાહેબ, હું તમારા વીચારથી જુદી પડું છું." દિનારજાદી બોલી. અમીર મુબારક જંગની બેટીઓ પોતાના માત-પિતાને પુરતું માન અકરામ આપવા જોડે સ્વતંત્ર અને અંતઃકરણને જે ખરૂં લાગે તેવા વિચારો જાહેર કરવાની તરબિયત પામેલી હતી જે તરબિયતને માટે ખુદ તેમના માત-પિતા પોતે પણ ઓછાં ખુશ નહીં હતાં અને વારંવાર તેમને એ બાબદમાં સામું ઉત્તેજન આપતાં હતાં. તેઓ સારી પેઠે જાણતાં હતાં કે સામા માણસનું માન જાળવીને દીલના ખરા ઉદ્દગારો બાહેર પાડવાની બચ્ચાંઓને બચપણથી પાડેલી આદત મોટપણે તેમનાં પોતાના હકમાં અસાધારણ રૂડાં પરિણામો નિપજાવે છે. અંતઃકરણને જે ખરૂં લાગે તેવું બોલવા બજાવવાના ઉત્તમ શિક્ષણો સંસારની જુસરીમાં પડયા પછી બહુ લાભ કર્તા નીવડે છે.



## પ્રકરણ ૧૪ મું.



## ફુલ સુંઘવાના ફાયદા !

"એજ મત મારૂંબી છે માતાજી સાહેબ !" ઝોહરા દિનારજાદીનાં મતને મળતી થઇ.

"તમો બેઉ બેહેનોની બહુમતીમાં એમ આવતું હોય તો જેમ તમને ફાવે તેમ કરો, મારી દીકરીઓ, હું તમોને તમારા

વિચારોમાં અટકાવતી નથી પણ તપાસજે-કાંઇ જોખમ જન્મ પામે નહીં.

"માતાજી સાહેબ, તમે એટલાં શા માટે ડરો છો? જો કાંઇ જોખમ આવે તો આપણી હુસ્નબાનું કેવી છે? શું તે આપણુને નહી બચાવશે?"

"હા બેટી, પણ 'પ્યાજ (કાંદો) ખાઇને પડોશીને મોં સુંઘાડવા જવાનું કોણે કહ્યું? બેગમ સાહેબે એક જાણીતી હીંદી કહેવત યાદ કીધી. 'એક ગંદી મસલી સારે ઝીલ [તળાવ] કો ગંદા કરતી હય!' તેમ ઇનસાનની એક ભુલ કોઇવાર આખા જન્મ સુધી યાદગારી રખાવે છે. તેટલું નહીં થાય એટલે બસ છે."

ટુંકમાં, દિનારજાદીએ પેલો કાળો ગુલાબ અલ્લાહતાલાના તે એજમત માટે નેમી આપેલાં પવીત્ર નામ વગર સુંઘ્યો અને ખરેખર બેગમ ઝઇનુલનિસાની ધારતી ખરી પડી! તેજ વખતે મહેલની બારીમાં ધું-ધું-ધું-ધું અવાજ કરતું મધમાખનું એક મોટું ટોળું ધશી આવ્યું અને ઝોહરા તથા દિનારજાદીને ઘેરી લઇ પોતાના ઝેરી ડંખોથી તેમનાં બદન જખમી કરી નાખ્યાં તે બન્ને અમીરજાદીઓ ભયંકર ચીશો પાડવા પડી, જે સાંભળી ઘરમાંની આયા દાયાઓ અને નોકર-ચાકરો દોડી આવ્યાં અને તેમને બચાવી લેવાના પુષ્કળ પ્રયત્નો કીધા છતાં તેમનું કાંઇ વળ્યું નહીં! અજબ જેવું તો એ હતું કે તે છેડાયલી મધમાખીઓ ઝોહરા ને દિનારજાદી શિવાય બીજાં કોઇને ડંખ દેતી ન હતી! અમીરા ઝઇનુલનિસા મધમાખીઓ મેહેલમાં દાખલ થઇ ત્યારે પોતે પણ ત્યાં હાજર હોવા છતાં

અને તેમની આસપાસ તે ઝેરી જીવડાઓ હજારોની સંખ્યામાં ઉડવા છતાં તેમને એક પણ ડંખ લાગ્યો ન હતો! અને તેમજ, જ્યારે ઝોહરા અને દિનારજાદીની ચીસો સાંભળી ઘરમાની આયા દાયાઓ તથા નોકર—નફરો દોડી આવ્યાં ત્યારે મોટી અજાયબી વચ્ચે સૌએ જોયું કે તે છેડાયલી માખીઓ તે આયા—દાયાઓ તથા નોકર—નફરોને જરાએ અડચણ આપ્યા વગર ધશી ધશીને ઝોહરા અને દિનારજાદીને ચટકા મારતી હતી અને એ રીતે કોઇ જાદુઇ તલેસમથી તે બેઉ અમીરજાદીઓનેજ નુકશાન કરવાની તે ઝેરી જીવ જંતુઓની નેમ હોય એમ સર્વ કોઇને ખુલ્લું જણાઇ આવ્યું!

આ ગભરાટ ચાલે છે તેટલાં બેગમ સાહેબ ઝુબેનુન્નિસા તે ઓરડામાંથી ગુમ થયલાં જણાયાં. તેઓ કયાં ગયાં તેની શોધ ખોળમાં બે પાંચ આયા—દાયાઓને સોધવું પડયું. આખા મહેલમાં મીનારા પર તેઓ જડયાં નહીં ત્યારે તે ધભરાયલી આયાઓએ ખાત્રીથી માન્યું કે મધમાખીથી બચી જવાને માટે બેગમ સાહેબ મહેલમાંથી ભાગી ગયાં છે, યાતો પોતાની બેટીઓ ઉપર આવી પડેલી આ બીચીત્ર બલાથી ઉસ્કેરાઇ જઇ તેઓએ કાંઇ કુવો—તળાવ કર્યું હોય! જેમ જેમ વખત જતો હતો તેમ તેમ ઝોહરા અને દિનારજાદીની ચીસો વધારે ભયાંનક નીકળતી જતી હતી. પણ જેમ દરેક ચીજ કે સુખ દુઃખનો અંત હોય તેમ આ દુઃખદાયક દેખાવનો પણ અંત આવ્યા વીના રહયો નહીં એકાએક સૌની અજાયબી વચ્ચે હંમેશાં બંધ રહેતા એક ઓરડામાંથી બેગમ સાહેબ ઝુબેનુન્નીસા તથા હેરાત શહેરની હુસ્નબાનું

તે ગભરાટવાળા ઓરડામાં ધસી આવ્યાં અને સર્વ નોકર નફરોને બાહેર કાઢી બારણું બંધ કરી હુસ્નબાનુંએ પોતાનું પેલું તલેસ્માતિક હથિયાર હાથમાં પકડી કાંઇ ગુપ્ત કલામો ભણી પેલી માખીઓ તરફ તે છુટ્ટું માર્યું. જે માર્યા બરાબર હઝારોની સંખ્યામાં ત્યાં ભેગા મળેલા તે ઝેરી જીવડાઓ તેજ પળે ત્યાંથી અલોપ થઇ ગયા અને અજબ બનાવ તો એ બન્યો કે પેલું હથિયાર ભોંયપર પડયા વિના હવામાં અધર રહીને પાછું હુસ્ન બાનુનાં જમણા હાથમાં આવી પડયું ! તેજ વખતે ઝોહરા અને દિનારઝાદી બંને બેશુદ્ધ થઇ જમીનપર પટકાઇ પડવાનો જબરદસ્ત ધપકારો થયો, જે સાંભળી બારણાંની બાહેર આયા—દાયાઓએ એક તરફ ધબરાટ કરી મુકયો, જ્યારે બીજી તરફ ઓરડાની અંદર બેગમ સાહેબ ચીસ પાડીને રડી પડયાં કે “ અરે ! મારી દિકરીઓ ! તમારૂં શું થશે ! તમારૂં મોત આવી પુગ્યું કે શું ? અરે અલ્લાહતાલા ! આ શી આફત ! ” હુસ્નબાનુંએ બેગમ સાહેબે મચાવેલા આ શોહોરની કશીબી દરકાર કર્યા વગર, કે તેમને હિંમત દિલાસો યા ધીરજ આપવાની કાંઇ પણ કનવાર કર્યા વગર પોતાના કામપરજ ધ્યાન રાખ્યું અને માખીઓને અલોપ કરી જેવું પેલું પવિત્ર હથિયાર પોતાના હાથમાં આવી પડયું તેવુંજ તેણીએ ડાબા હાથની ખોબલીમાં થોડું પાણી લઇ, કાંઇ ગુપ્ત કલામો બબડી સાતવાર પેલું હથિયાર તે પાણીપર ફેરવી તે પાણી તે બંને બેહેનોપર જોશથી છાંટયું; જે છાંટયા બરાબર એક ઉંઘાયલું માણસ આંગ પર કાંઇ પડયાથી ચમકીને ઉઠે તેમ ઝોહરા

અને દિનારઝાદી એકદમ અને જાણે કાંઇ બન્યુંજ નહિ હોય તેમ હસીને પોતાની માતાને વળગી પડયાં!

તેજ વખ્તે હુશ્નબાનુનાં હાથમાંનું પેલું તલેસ્માતિક હથિયાર પોતાના બદનમાંથી ધુમાડો છોડવા લાગ્યું, જે દેખાડતું હતું કે બુઢ્ઢી બરમલાનો તે ભયભિત પ્રયોગ હવે પુરો થયો છે. હુશ્નબાનુંએ તુરતજ તેને ઠંડા પાણીના એક વાસણમાં મુકી દીધું અને ઝટ જઇને ઝોહરા દિનારજાદીને ભેટી પડી!

"ઓ માહરી વ્હાલી બેહેનો! એ તમે કેવી નાદાંની કીધી?" હુશ્નબાનું બંનેને કાટી કરી બોલી ઉઠી. "હજી તો અહીંથી મને ગયાને ભાગ્યે અરધો કલાક નહિં થયો તેટલાં તમે મારી આપેલી એક કીમતી ઇધાંણીનો કેવો ગેરઉપ્યોગ કીધો? એ કાળો ગુલાબ વગર કીથાએ સુંઘી તેની સુગંધી તપાસવાની તમને હમણાજ શી જરૂર હતી? બેહેનો, મને માફ કરજો, પણ હું નહિં જાણતી હતી કે તમો બેઉ બેહેનો એટલાં અટકચાળાં છો અને તલેસ્માતિક શકિતઓ સાથેબી તમે એવાં ચેંડા કાઢવાની હિંમત કરો છો."

"પુછ, દિકરી, પુછ, એ બેઉ બેટીઓને મેં આ કામ માટે પુષ્કળ મનાઇ કીધી પણ તે તેમનાં ધ્યાનમાં ઉતરીજ નહિં!" હવે બેગમ સાહેબે ફરિયાદ કીધી. "મારૂં તો અસલથીજ મત હતું કે એવી અમુલ્ય ચીજોને તેની ખરી હાજત હોય ત્યારેજ છંછેડવી."

ઝોહરા અને દિનારજાદી આ વખ્તે શરમથી લાલ થયલે ચેહેરે સર નમાવી પોતાની મુર્ખાઇપર પશ્ચાતાપ કરતાં ઉભાં હતાં.

## પ્રકરણ ૧૫ મું.



## તુફાન પછીની શાંતી.

"સારૂં થયું કે માતાજી સાહેબ તમે ડહાપણ વાપરી આટલા ધ્રભરાટ વચ્ચે પણ હમામખાનામાં જઇ ગોસલ કરી પવિત્ર નામ જબાનપર લઇ મને યાદ કીધી, જેથી હું તુરત આવી પહોંચી, નહિં તો આજે કોણ જાણે શું થાત?"

"તું શું ધારેછ બેટી? મેં તને તારા તલેસ્માતિક પ્રયોગથી તેડી ન હોત તો અત્યારે શી હાલત થાત? કાંઇ માઠું બનત ખરૂં કે?"

"માઠું પુછોછો માતાજી સાહેબ? બન્નેની અહીં લોથ પડત!"

"યા અલ્લાહ! પણ એમ થવાનો સબબ એજ કે અધુરા પ્રયોગે કાળો ગુલાબ સુંઘવામાં આવ્યો?"

"હાસ્તો! એજ તેનું કારણ છે અને તે કારણ મારી બુઢ્ઢી બરમલાને અપમાન કરનારૂં છે."

"એટલે?"

"એટલે એમ કે ફુલની પરીક્ષા જોવા જતાં તમે બુઢ્ઢી બરમલાની પવિત્ર શકિતપર શંકાશિલ થયાં. તમે અંતઃકરણમાં શંકાશિલ હશો ત્યારે તો આ તપાસ કરવા ગયાં!"

"અરે ના, હું નહિ, હું બિલકુલ શંકાશિલ નથી બેટી!"

"હું તમને કહેતી નથી, માતાજી સાહેબ, હું તો મારી બેહેનો માટે બોલું છું." હુસ્નબાનું બોલી. "તમે શંકાશિલ નથી એમ ખાત્રી આપવાની કશી જરૂર નથી. જો તમારી સ્થિતિ અંદર ખાનેથી તેવીજ હોત તો તમેબી આ ઓરડામાં હોવાથી તે ઝેરી જંતુઓએ તમોને બાકી મેલ્યાં ન હોત; પણ તમો ચુસ્ત હોવાથી તમને ઇજા થઇ નથી." અને અહીં ઝોહરા તથા દિનારજાદી તરફ ફરીને તેણી બોલી. "બ્હેનો, હવે બની તે બની. એક લખાયલો લેખ કદી ચુકતો નથી, માટે તમો શરમાવો નાં, તેમજ દિલથી ડરશો પણ નાં. બુઢ્ઢી બરમલા બહુ દયાળુ છે. મારા પ્રયોગ વખતે તેણીથી આ સખુનો મેં સાંભળ્યા છે કે આ બે કુમારિકાઓએ નિર્દોષીમાં આ નાદાનિયત ભર્યું કામ કરયું છે માટે હું તેમને માફ કરૂ છું અને મારી તરફની દયા તરીકે એઓ જ્યારે શુદ્ધીમાં આવશે ત્યારે એમનાં દિલપર મધમાખીનો એક પણ ડંખ કે ઝેરની જરાએ અસર રહેવા પામશે નહિ. બેહેનો, મેહેરબાની કરી મને જણાવશો કે તમારા દિલપર માખીના ચટકાઓની કાંઇ અસર કે અકૃસાટ છે?

"જરાએ નહિં!" તે બેઉ બેહેનો બોલી.

"જરાએ નહિ?" બેગમ સાહેબે અચરતી બતાવી. યા ખુદા! એ તારોજ શો ચમત્કાર છે! બુઢ્ઢી બરમલાની પવિત્ર શકિતની ખરેખર બોલબાલા હોજો!

અહીં બેગમે પોતાની વધુ ખાત્રી માટે ઝોહરા અને દિનારજાદીનાં બદનો વસ્ત્ર ઉંચકીને તપાસ્યાં અને બેહદ અજાયબી

વચ્ચે જોયું કે તે ખુબસુરત નાજનીનોના બદન ઉપર આજની અકસમાતીક આફતની રજભાર અસર રહેવા પામી ન હતી.

"બેટી હુસ્નબાનુ" અમીરા બોલ્યાં. "ખરેખર બુઢ્ઢી બરમલા ખુદાવંદ–તાલાની અતી પ્રીય હોવી જોઇએ. તેણીની પરહેઝગારી અને પવિત્રતા કેટલી હદ સુધી અપરંપાર શકિત ધરાવતી હશે. કે આ ઝેરી માખીઓના જીવ લેન ચટકાઓથી માહરી વ્હાલી બેટીઓના આખા આંગને થયેલી અસાધારણ ઇજા પોતાના એલમના જોરે તેણીએ અલોપ કરી નાખી છે, અરે મારી બેઉ બેટીઓના ખુબસુરત કપાલ ઉપર, ગોલાબી ગાલ ઉપર, બરફ જેવી ગોરી ગરદન ઉપર, હાથ, પગ, અને ટેટાં ઉપર, કાંન, આંખ અને હોઠ ઉપર, છાતી, પેટ, અને પીઠ ઉપર તથા બદનના તમામ ભાગ ઉપર હજારો માખીઓનો ઝેરી ડંખ પડવાથી તેમનું આખું બદન લીલુ અને કાળુ મારી ગયું હતું. તથા આંખ, મોંહ, ગાલ હાથ, પગ, અને પેટ, તથા શરીરના બીજા દરેક ભાગ ભયંકર રીતે સુજી આવીને એ દીકરીઓનો દેખાવ એવો થઇ પડયો હતો કે એ ઝેરી ચટકાઓની જીવલેણ અસરથી મારી બંને ઉમેદો જરૂર જીવથી જશે એમ મેં ખાતરીથી માન્યું હતું પણ શુકર છે ખુદાના કે તું ભાગ્યવાન બેટીએ એમના જતા જીવ બચાવ્યા છે."

"મેં બચાવ્યા નથી માતાજી સાહેબ પણ બુઢ્ઢી બરમલાએ તમારી બેટીઓ ઉપર કરમ બક્ષેસ કીધી છે એમ બોલો" હુસ્નબાનુએ બેગમ સાહેબની ભુલ સુધારતાં કહ્યું "એ બધા પ્રતાપ મારી બુઢ્ઢી બરમલા સીવાય બીજા કોઇના નથી બેગમ સાહેબ!"

"ખરૂં છે બેટી, મેં બોલવામાં ભુલ કરી પરવરદેગારની પ્રીથ એવી તે પહરેઝગાર ઓરતનાજ એ પ્રતાપ છે અને સર્વે ચમત્કાર તેની તલેસ્માતિક શક્તિના પવિત્ર બળનેજ આભારી છે" બેગમ બોલ્યાં "પણ બુઢ્ઢી બરમલાએ આજે અમોને દીધેલું આ જીવનદાંણ જો કે જીંદગી સુધી નહિ ભુલાય એવું છતાં ઓ બેટી હુસ્નબાનું! આજનું તારૂં હેસાન કાંઇ ઓછું નથી. જો તું વ્હાલી દિકરી વખત સર મારી મદદે આવી ન હોત તો આજે હું મારાં આ બન્ને બેમુલ મોતી ખોહી બેઠી હોત. અરે! મધમાખીના મેં અનેક મધપુડા જોયા છે પણ આજના જેવી કદાવર કદની ઝેરી અને જુસ્સાબાજ માખીઓ મેં મારી જીંદગીમાં જોઇ નથી. ખરે-ખર આજે મારી બેટીઓપરથી એક વઘન વહી ગયું છે અને તે માટે પ્રથમ તે પહરેઝગાર સ્ત્રીનો અને પછી તું મારી વ્હાલી બેટીનો અંતઃકરણથી આભાર માનું છું. ખાતરી રાખજે બેટી કે હવેથી હું એવી તલેસ્માતીક ચીજો એ દીકરીઓના વીશ્વાસમાં આપવા પેહેલાં સાત વાર વીચાર કરીશ" અને અહીં બેગમ સાહેબ પોતાની બેટીઓ તરફ ફરીને બોલ્યાં "દીકરીઓ, આજે તમારી મોટી ઘાત વહી ગઇ છે. તમારી જીંદગીની સલામતીને માટે બુઢ્ઢીં બરમલાની કરમ બક્ષેસથી બેટી હુસ્નબાનુએ આજે જે જાનફેશાન બતાવી છે તે માટે તમે એને જીંદગી સુધી આભારી રેહેશો અને એ હેશાનનો બદલો આ દુન્યામાં તો તમો કોઇબી રીતે વાળી શકનાર નથી માટે તમારી બેહેનને ફરીથી બગલગીરી કરી તેનું હેશાન સ્વીકારો."

પોતાની માતાએ કરેલી આ અરજને તુર્ત માન આપી નવે જનમે બચવા પામેલી તે બન્ને બેહેનોં હુસ્નબાનુને હર્ષથી ભેટી પડી.

"વ્હાલી હુસ્ન અમોને બક્ષેલી આ નવી જીંદગી માટે અમો તારૂં કયા શબ્દમાં હેશાંન સ્વીકારીએ !" તે બન્ને બેહનોએ એક અવાજે કહ્યું. "અરે તું વખતસર આવી પોંહચી નહી હોત અને તારી મદદ અમોને પ્રસંગોપાત મળી નહિ હોત તો અમારાં બદનને લાગેલા હજારો ઝેરી ડંખોની અસરથી અમો બેઉ બેહેનોની આજે અહીં લોથ પડી હોત. અમારી નાદાન્યતને માટે અમે અંતઃકરણથી પસ્તાવો કરીએ છીએ અને તું વ્હાલી બેહને અમો ઉપર મુકેલા વીશ્વાસનો અમારી નીર્દોષી વચ્ચે ભંગ કરવા સારૂં તું વ્હાલા બહેનની માફી ચાહીએ છીએ."

"કાંઇ ફીકર નહિ માહરી બહેનો" હુસ્નબાનુ તે બન્નેના ગાલ ઉપર એકેક બોસો લઇ બોલી "પાક ખુદાતાલાની અને તે પછી બુદ્ધી બરમલાની માફી ચાહો !" અને તે પછી તેણીએ તે ઓરડાના બંધ કરેલાં બારણા તરફ નજર કરી વધાર્યું "માતાજી સાહેબ, આપણે ઘણાં પુષ્કળ વખત લીધો છે, જેથી બારણાની બાહેર ઉભેલાં મ્હેલમાંના નોકરો અધીરા થયા હશે; માટે આપણે હવે બારણું ઉઘાડવું જોઇએ. બેહન દીનારઝાદી, તમો પોતેજ જઇને બારણું ઉઘાડો કે તમને જોઇ તે બાપડાંઓને ધીરજ આવે."

અને ખરેખર તેમજ હતું. હુસ્નબાનુંએ કરેલી આ સુચના બેગમ સાહેબને ઘણી પસંદ પડી. તુર્તજ દીનારઝાદીએ બારણું ખોલ્યું અને તે વફાદાર નોકરોએ ભારે અજાએબી વચ્ચે જોયું

કે જે ઘરમાં પા કલાકની વાત પર એક ભયાનક દેવસ્થાન જેવું જાગ્યું હતું અને હઝારો ઝેરી મધમાખ મેહલમાં ફરી વળી હતી તે તલેસ્માનીક દેખાવ એકદમ અલોપ થઇ જઇને આચંબો ઉપજાવે એવી રીતની ત્યાં શાન્તી પથરાઇ હતી. ઝોહરા અને દિનારઝાદી, જેમની મુવેલી લોથ જોવાની તેઓ ધાસ્તી રાખતાં હતાં તેને બદલે તેમને તમામ તંદરોસ્ત હાલતમાં દુઃખના કશાએ દેખાવ વગર ઓરડામાં ફરતાં જોઇ તેમની અચરતીનો પાર રહયો નહિ, આ સઘળુ કેમ બન્યું, કયાંથી બન્યું, અને શાથી બન્યું તે, તે નીમકહલાલ નોકરો બાપડાં કશું સમજી શકયાં નહિ!



## પ્રકરણ ૧૬ મું.



### દરબાર.

સુલતાન શેહેરીયાર પોતાની દબદબા ભરેલી દરબારમાં હિરાજડિત તખ્તપર બિરાજમાન થયો છે. તેના જમણા હાથ તરફ સોનાની ખુરશીપર કદાવર કદવાળો શાહજાદો સલીમ અને ડાબી બાજુએ રૂપેરી ખુરસીપર બુઝર્ગ વડા વજીર અબુહુસેને જગા લીધી છે. શેહેનશાહતનાં પેહેલે દરજજેનાં સર્વ અમીરો, પ્રધાનો, દરબારીઓ, શેઠ–સાહુકારો, સોદાગરો, જાગીરદારો, ઇનામદારો, સેનાપતીઓ, લશકરી અમલદારો, રણ વીરલા રણધીરો, નામા

ક્તિ પુરૂષો, તવારીખનવેશો, સેતારેશનાસો, શાયરો, કવીઓ, કામેલ હકીમો, ફાજેલ ફીલસુફો, નાગીચા નજુમીઓ, ભાયાતો સરદારો અને રઇયતના દરજ્જાદાર પ્રખ્યાત પુરૂષો અને પ્રજાના પ્રતિનિધિઓથી આખા દરબાર ચીકાર ભરાઇ ગઇ હતી. જુદા જુદા પ્રાંતના પ્રધાનો અને હાકમો દરબારી પોશાકમાં એકએકની પદ્ધિ તપાસી પૂર ઠાઠમાં બેઠા હતા. દરેકની કમરે તેમની ચક-ચકિત તલવારો લટકતી હતી, જેથી દરબારના દબદબામાં અસા-ધારણ વધારો થઇ ગયો હતો. સુલતાન શેહેરીયારે પેહેરેલાં બે કીમતી હીરાજડિત તાજમાં મઢેલાં અમુલ્ય રત્નો એવાં ઝગઝગી રહ્યાં હતાં, કે સર્વ કોઇની આંખ તે ઉપર ઠરી રહી હતી. યુવરાજ સલીમ પણ આજે ખુબ ઠેરામાં હતો, માહતાબ જેવી ખુબસુરતી ધરાવનાર તે ભાગ્યશાળી પાટવીકુંવરે ઉંચી લાલ મખમલનો અને કસબી ભરત કામથી ભરપુર એક અતિ ભપકાદાર ડગલો પેહેડી તે ઉપર બાંધેલો હીરાજડિત કમરબંધ તથા કમરે લટકાવેલી કીમતી તલવાર તેના રાજવંશી દમામમાં પુરો વધારો કરતી હતી. વળી ગાદી વારેસ શાહજાદા તરીકે યુવરાજ સલીમે પોતાના માથાં-પર મુકેલું એક ન્હાનું તાજ, તેમાં જડેલાં કરોડોની કિમતનાં કીમતી હીરા–મોતીઓ છતાં અકસર કરીને તેની બાંધણીમાં એટલું સાદું અને સુંદર હતું કે સમરકંદની શેહેનશાહતના એ ભવિષ્યના સુલતાનને કુદરતે બક્ષેલી બેહદ ખુબસુરતી તેથી હદને દરજ્જે વધી ગઇ હતી!

આજની દરબાર "દરબારે ખાસ" હતી અને સૌ કોઇની

નજર શાહજાદા સલીમપર ખેંચાઇ રહી હતી. કહો કે એક એક આંખ તેને ટીકતી હતી; કારણ કે આજે શાહજાદાની સાલગરેહનો મુબારક દિવસ હતો અને શાહજાદો સલીમ આજનાં જેવો ખુબસુરત કદી દેખાયો ન હતો. દરબારમાં બિરાજવાનો તેનો આજનો દબદબા ભરેલો દેખાવ જોઇ ખુદ સુલતાન શેહેરીયાર પોતે પણ મનમાં અચરત થવા અને આનંદ પામ્યા વિના રહયો નહિ. આજની દરબાર એક "ખાસ દરબાર" હતી. શાહજાદા સલીમની વર્ષગાંઠ સમરકંદની શેહેનશાહતમાં એક વાર્ષીક જાહેર તહેવાર મિસાલ મોટી ધામધુંમથી પાળવામાં આવતી હતી. દર વર્ષે શાહજાદાની સાલગીરેહને દીને "દરબારે ખાસ" ભરી સુલતાન શેહેરીયાર પોતાના રાજ્યના નામીચા અમીર ઉમરાવોને, તથા પર ગજુ પુરૂષોને મોટી મોટી પદ્વિઓ, ખેતાબો, અને ઓહદ્દાઓ બક્ષી ઇજત દેતો હતો અને તેજ રેવાજને અનુંસરીને આજની દરબાર પણ ભરવામાં આવી હતી.

સુલતાન શેહેરીયાર પોતાની શાલગીરેહ કરતાં શાહજાદા સલીમની વર્ષગાંઠને વધારે અગત્યતા આપતો હતો અને તેમ કરવામાં તેનો ખાસ હેતુ એટલોજ હતો કે તેની જીંદગીની તે એક પુરી મુરાદ ભવિષ્યના રાજપતિ તરીકે અત્યારથીજ પોતાની પ્રજામાં લોકપ્રીય થાય. શાહજાદો સમરકંદની આખી શેહેનશાહતમાં પોતાના ભલા સદગુણોથી એટલો માનીતો હતો કે સુલતાન શેહેરીયારની એવી કીસમની કોશેષની કશી જરૂરજ ન હતી. તોપણ આ વાત તો ખરી હતી કે તેથી નુકસાનને બદલે ફાયદોજ થતો હતો.

શાહજાદા સલીમની શાલગીરેહનો દહાડો દર વરસે આખી શેહેન-સાહતમાં રાજ્યને ખર્ચે અતિ ધામધુમથી પાળવામાં આવતા જોઈ કંઇક અમીર ઉમરાવો અને નામાંકિત નરનારીઓને પદ્રિઓ ખેતાબો અને જાગીરો બક્ષાવનારો થઇ પડવાથી શાહજાદાની વર્ષગાંઠની ઇન્તે-જારીથી વાટ જોવામાં આવતી અને તેથી નામવર સુલતાનની હયા-તીમાંજ શાહજાદો સલીમ તમામ દરબારીઓમાં માનીતો અને કાબુ ધરાવનારો થઇ પડયો.

તેનો વગ દરબારમાં એટલો વધી ગયો હતો કે તે જો પોતાના બાપને તખ્ત પરથી ઉઠાડી મુકી સમરકંદની શેહેનશાહતની આપ અખત્યારી લેવા ચાહે તો એક પલકમાં વગર હરકતે તેમ કરી શકે એમ હતું. પણ પ્રિય વાંચનાર ! શાહજાદો સલીમ કાંઇ દિલ્લીનો ઔરંગઝેબ નહિં હતો. એકવાર સુલતાન શેહેરીયારે રાજ પાટની જંજાલિયત છોડી એકાન્તવાસ લેવાની પોતાની ઇચ્છા જણાવી શાહજાદા સલીમનો રાજ્યાભિષેક કરવા ચાહતો હતો, પણ સામું શાહજાદા સલીમે ના પાડી નામવર સુલતાનનો વિચાર ફેર-વાવ્યો હતો અને પોતે સુલતાન થવાનું કુદરતની મરજીપર મુંકી પોતાના રાજવંશી પ્રીય પીતાનો બેવડો ચાહ પોતા તરફ ખેંચી લીધો હતો.

વળી બીજી તરફ સુલતાન શેહેરીયાર પોતે પણ પોતાની રૈય-તમાં થોડો માનીતો નહી હતો. ખરૂં પુછો તો શાહજાદા સલીમને પ્રજા પ્રીય નીવડવાની તમામ તાલીમ તેના સદગુણી અને ઇન્સાફી પીતા તે નામવર સુલતાન શેહેરીયાર તરફથી મળી હતી. સુલતાન

શેહેરીયારપર સમરકંદની તમામ પ્રજા મરી ફીટતી હતી અને તેને પોતાના તાજદાર શાહ ઉપરાંત પ્રજા પ્રતિપાળ પીતાને જેવું મહા માન આપતી હતી. તે મોટાનો મિત્ર તેમ ગરીબોનો બેલી હતો. તેના રાજ્યમાં સર્વે કોઇ સુખી હતાં. સમરકંદની રાજગાદી પર આજ સુધી રાજ અમલ ભોગવી ગયલા રાજપતીઓમાં સુલતાન શેહેરીયાર જેવો માયાળુ અને પ્રજાહીત ચીંતક રાજ્ય કર્તા કોઇ થયલો નહીં હોવાથી તેની પ્રજા તેની ઉપર મરી ફીટતી હતી તે કુદરતી હતું. તેનેજ પગલે શાહજાદા સલીમે અત્યારથીજ ચાલવું કીધાથી તે પણ પ્રજામાં પ્રીય થઇ પડયો હતો, અને તેથી, આજે જ્યારે શાહજાદા સલીમની શાલગીરેહનો મુબારક દીવસ છે, ત્યારે રાજ્યનાં વીશ્વાશુ અમીર ઉમરાવો, દરબારીઓ તેમજ પ્રજાનાં પ્રખ્યાત પુરૂષો ઉપરાંત "ખુદાની ખલક" ત્યાં ભેગી મળી હતી એમ આપણે ઉપર જોયું છે તે કેટલું કુદરત પસંદ અને પ્રસંગોપાત્ર છે તે જોઇ વળવાનું વાહલાં વાંચકની નેક મુનસફી ઉપરજ મુકીશું.

---

## પ્રકરણ ૧૭ મું.

### હુરનબાનું મરદાના લેબાસમાં!

દરબારની શુરૂઆત સમરકંદની તમામ પ્રજા તરફથી અમીર ઉમરાવોએ તૈયાર કરેલાં શાહજાદા સલીમને તેની આજની ખુશ-બખ્ત વર્ષગાંઠની મુબારકબાદીમાં દર વરષના રાબેતા મુજબ એક

માનપત્ર આપવાના કામથી કરવામાં આવી. અમીર અફઝુલખાન, જે સર્વ અમીરોમાં વડો હતો અને સુલતાન શેહેરીયાર જોડે પિત્રાત ભાઇની સગાઇ ધરાવતો હતો, તે પોતે, માનપત્ર વાંચવા ઉભો થયો. બાદશાહી કુટુંબના એક અતલગનાં બેશી તરીકે તેમ કરવાનો તેને હક હતો, એટલુંજ નહિં, પણ લગભગ સુલતાન શેહેરીયારનેજ જેટલી બુજર્ગીએ તે પુગેલો હોવાથી દરજ્જાથી, ઉમરથી તેમજ સગાઇનાં નજદીકનાં નાતાંથી દરેક કારણો આ કામમાં તેને આગેવાન ભાગ આપવાની તરફેણમાં જતાં હતાં. તેને "મુખ્‌ત્યાર–ઉલ–મુલ્ક" નો ખેતાબ હતો તથા વાર્શીક એક કરોડ રૂપિયાની પેદાશવાળી જાગીરનો તે માલેક હતો. શાહજાદો સલીમ, જે તેનો ભત્રીજો થતો હતો, તેને તે અતિ માન આપતો હતો. તેની એક છુપી ખાહેશે તેનું દિલ શાહજાદા તરફ એવડું દોરવ્યું હતું. અમીર અફઝુલખાનને પેટે નસ્વારસ કોઇ હતો નહિં. તેને આરામબાનું નામે એક ખુબસુરત બેટી માત્ર હતી, જેણીને પાંચે દહાડે શાહજાદા સલીમ સાથ પરણાવી પોતાની સગાઇ સુલતાન શેહેરીયાર જોડે બેવડી બનાવવાની અમીર અફઝુલખાન વર્ષોથી ઉમેદ ધરાવતો હતો. તે જેવો માનપત્ર વાંચવા ઉઠયો અને શુરૂઆતમાં મુકેલા પાક અલ્લાહતાલાની તારીફનાં શએરોની એકાદ બે લીટી વાંચી રહયો તેટલાં આ દબદબાભરી દરબારનાં દરબાને સુલતાન શેહેરીયારનાં તખ્ત આગળ જઇ કુરનસ બજાવી ખબર આપી કે કોઇ બેગાંનો મુસાફર દરબારનાં દરવાજા આગળ આવી ઉભો છે અને તું નામદારની કદમબોસી કરવાની ખાહેશ રાખી દર-

બારમાં દાખલ થવા ઇચ્છે છે. માટે તું તાજવરનો હુકમ હોય તો તેને હું અત્રે દાખલ કરૂં. સુલતાને "આ નવો આવનાર કોણ હશે?" એમ મનમાં અજાયબી બતાવતાં તેને દાખલ કરવાનો દરબાનને હુકમ આપ્યો તે મુજબ બીજીજ પળે એક નવજવાન ખુબસુરત મરદ ત્યાં દાખલ થયો અને તે તાજદાર શાહના તખ્ત કને જઇ તેની કદમબોસી કરી ગુઠણ મંડીયે પડી બન્ને હાથ જોડી ઉભો. તેને જોતાંજ સુલતાન આ નવો આવનાર જવાંન મરદ કોણ હતો તે ચેતી ગયો. તે કોઇજ નહિં પણ આપણી હેરાત શેહેરની હુસ્નબાનું હતી. સુલતાનની ઇશારતથી એક હુજુરિયાએ તેને બા આદરમાનથી એક સારી જગ્યા પર બેઠક આપી અને અમીર અફઝુલખાન, જે પેલું માનપત્ર વાંચવા સારૂ ઉભો થયો હતો તથા શુરૂઆતનાં એકાદ બે શએર બોલી અચકી ગયો હતો, તેણે ફરીથી તે માનપત્ર આગળ વાંચવું શુરૂ કીધું.

માનપત્રમાં નવું કાંઇ હતું નહિં. રાબેતાની ભલી દુવાઓ અને અનેક ખુશબખ્ત વરપગાંઠ ઇચ્છી છેલ્લે તેમાં એક જાણુવાજોગ આરઝુ ગુજારી હતી, જે એ હતી કે "આએ વર્ષમાં પાક ખુદાવંદતાલા તમને એક સંસારી માણસ બનાવે અને સમરકંદની બોહોળી શેહેનશાહતનો ભવિષયની ત્રીજી પેહડીનો એક હકદાર વારસ મેળવવાને તમારી પ્રજા જલદી ભાગ્યશાળી થાય' એ દુવા ઇચ્છી હતી!

જણાવવાની જરૂર નથી કે માનપત્રનો મુખ્ય ઘડનાર અમીર અફઝુલખાન પોતે હતો અને પોતાના દિલમાં સમાયલી વર્ષોની

ઉમેદને આજે તેણે ઉપલાં રૂપમાં ધાર્મીક રીતે બાહેર કાઢી હતી પણ વાંચનાર ! તે બુઝર્ગ ઉગરાવને સ્વપણે પણ ખ્યાલ કર્યો હતો કે કુદરતે તો અત્યાર આગમચ શાહજાદાના ભવિષ્ય વિષે એક જુદોજ રસ્તો લઇ મુકયો હતો !

સોનાના એક હીરા જડીત દાબડામાં તે માનપત્ર મુકી અમીર અફ્ઝુલખાંને સુલતાન શેહેરીયારનાં તખ્ત આગળ જઇ લાયક તાઝીમ તવાઝાથી તેના પગ પાંસે મુકયું, જે વડા વઝીર અબુહુસેને ઉઠાવી સુલતાનના હાથમાં આપ્યું અને સુલતાને અનેક આશીષો સહિત તે શાહજાદા સલીમને હસ્તે ચેહેરે સપુરદ કીધું.

માનપત્ર સ્વિકારતી વખ્તે તે સાહજાદો રાજવંશી દબદબાથી પોતાની ખુરસી પરથી ઉઠી ઉભો થયો અને પોતાના માનવંત પેદરનાં માનને માટે પોતાની તલવાર કાઢી સુલતાનનાં પગ આગળ આડી મુકી ગુઠણુ મંડીયે પડી દરબારી તાઝીમતવાઝાથી સર નમાવી તે દાબડો સ્વિકાર્યો અને પછી ઉઠી ઉભો થઇ તમામ દરબારને નમન કરી એક છટાદાર ભાષણમાં વળતો જવાબ વાળ્યો.

શાહજાદા સલીમની વાકચાતુર્યતાથી આખી દરબાર દંગ થઇ ગઇ. હેરાત શહેરની હુસ્નબાનુ, જે મર્દાના લેબાસમાં દાખલ થઇ એક આગેવાન બેઠક પર બેઠી હતી, તેણી, યુવરાજ સલીમની બરાબર સામે આવવાથી તેનો દીલખુશ ચેહેરો આસાનીથી જોઇ શકતી હતી. માનપત્રનાં જવાબમાં શાહજાદાએ કરેલાં અસરકારક ભાષણથી તેણી છક્ક થઇ ગઇ. પોતે એક કેવો જોખમભર્યો અખ્તરો અજમાવવા નીકળી છે અને એક કેવા બાહોશ જવાનને માહાત

કરવા માંગે છે તેનો ખ્યાલ વીજળીને વેગે તેણીના મગજમાંથી પસાર થયા વિના રહયો નહીં!

ઇનસાંન પોતાનો ગમે એવો વેસ બદલે પણ કુદરતી ખુબસુરતી કદી છુપી રહી શક્તી નથી. આ મામલો હેરાત શહેરની હુસ્નબાનુંમાં અચુક આકારે ખરો પડયો. શાહજાદો સલીમ પોતે હદબાહાર ખુબસુરત હોવા છતાં દરબારમાં દાખલ થયલા આ બેગાના જવામર્દને જોઇ મનમાં અચરત થયા વિના રહયો નહીં કે "પારકા દેશના આ મુશાફર જવાનપર કુદરતે શી રીતની ખુબસુરતીની બક્ષેશ ઉતારી છે?" તેણે પહેલીજ નજરે માની લીધું કે "જ્યાં છે ત્યાં આ કોઇ ખાનદાંની જવાન છે અને ચઢતી–પઢતીનાં ચક્રમાં આવી સમરકંદ તરફ નીકળી આવેલો લાગે છે. આહા! એની આંખો કેવી સુંદર છે? એનાં ભવાં કેવાં કમાનદાર છે? એના હોઠ કેવા પરવાળાં જેવા લાલ છે? ખચીત, એને એક મર્દ બનાવવા કરતાં કુદરતે ઓરત સજી હોત તો દિલકશ ખુબસુરતીની એ એક બેનમુન નમુનો થઇ પડત!"

આ તરફ શાહજાદો સલીમ ઉપલા વિચારોમાં ગર્ક હતો, ત્યારે બીજી તરફ હેરાત શેહેરની હુસ્નબાનુ શું કરતી હતી? તેણી પણ શાહજાદાનાજ વિચારમાં હતી. આજને જેવો ખુબસુરત તેણીને આગલી દરબારમાં તે જણાતો ન હતો. તેની બાહોશી, વાકચાતુર્યતા, લોકપ્રીયતા, તથા અદબઅદા અને વિવેકી વર્તણુંક તપાસવાની આજના જેવી તેને આગળ તક મળી ન હતી, જેથી એ બધું જોઇને ગુલશને હેરાતનું તે આબદાર ગુલાબ બેવડા બાહારમાં ખીલી નીક-

જ્યું હતું. તેણીનાં ગુલાબી ગાલપર કુદરતી રીતે ગુલાબી રતાશ ચઢી આવ્યો અને તેણી દરબારમાં આવી તે વખ્તે જેટલી દિલકશ દેખાતી ન હતી, તેટલી શાહજાદા સલીમે માનપત્રનો જવાબ વાંચ્યા પછી દેખાયલી ઘણીક નજરમાં જણાઇ આવી હતી. દરબારનાં અમીરો, દરબારીઓ અને પ્રધાનો પણ તેણીનો ચેહરો એકી ટગરે ટીકયા જતા અને મનમાં અજબ થતા કે એવો મર્દ એવી હદ બાહાર ખુબસુરતી ધરાવી શકેજ કેમ?" પણ તેમના મનની શંકા પરસ્પર વાદવિવાદથી ભાંગી શકવાનો તે સમો ન હતો. દરબારી દબદબાને લીધે સર્વ કોઇ ચુપ હતા. સુલતાન શેહેરીયાર બહુ બારીક નજરે સર્વ મામલો તપાસતો હતો શાહજાદા સલીમની નજર તે જવાન મુસાફર તરફ એકી ટગરે ટીકાઇ રહેલી જોઇ તે ઓછો ખુશ થયો નહીં. વળી તે ઉંમરે પોંહચેલા બુઝર્ગ તાજદારે આ પણ જોઇ લીધું કે જવામર્દાન લેબાશમાં રજુ થયલી શેહેર હેરાતનાં હાકમ ખુશરોની તે ખુબસુરત બેટીની નજર પણ શાહજાદા સલીમના ચેહરા પરજ ખેંચાયલી હતી!

માનપત્ર આપવાની ક્રિયા સર્વ રીતે સંપુર્ણ થયા પછી દર વર્ષના રાબેતા મુજબ વિશ્વાસુ અમીરો અને નામાંકિત પુરૂષોને ખિતાબો તથા જાગીરો આપવાની ક્રિયા ચાલુ થઇ, જે સર્વ સુલતાન શેહેરીયારે અલબત્તાં પોતે આગળ રહીને શાહજાદા સલીમ કને કરાવી.



# પ્રકરણ ૧૮ મું.



## શાહજાદો સમણુલ.

હવે "દરબારે ખાસ" બરખાસ્ત કરી સુલતાન શેહેરીયાર મેહેલમાં રૂખશદ લેશે એમ સર્વ કોઇ ધારતા હતા, પણ તેનું અનુમાન કરનારાઓ પોતાની ધારણામાં ઠગાયા. "દરબારે ખાસ"નું કામ સમાપ્ત થતાંજ સુલતાન શેહેરીયારે પેલા પ્રદેશી જવાં મર્દ તરફ નજર ફેરવી અને પુછ્યું કે "અયખુબસુરત જવાંન! તું કોણ છે અને કિયા મુલકનો રહીશ છે તથા શા હેતુથી મારી દરબારમાં પધાર્યો છે! તારા દેખાવ ઉપરથી લાગે છે કે તું કોઇ અમીરી ઓલાદનું ફરજંદ છે."

"અય રોશન તાલેના નેકબખ્ત સુલતાંન! તારી શેહેનશાહતની ધજા દુનીયાનાં ચારે ખુણામાં સદા ઉડતી રહેજો!" પેલો ખુબસુરત જવાન, જે કોઇજ નહીં પણ હેરાત શેહેરની હુસ્નબાનું મર્દાના લેબાસમાં હતી તેણે જવાબ આપ્યો. સુલતાનનાં ચેહેરા પરથી તેણી ચેતી ગઇ કે તેણે તેણીને ઓળખવા છતાં શાહજાદા સલીમની હાજરીને લીધે આમ અંજાણાપણું બતાવ્યું છે અને તેથી પેહેલીજ શુરૂઆતમાં શાહજાદાને તેણી માટે સારો ખ્યાલ બેસાડવાની મળી ગયલી આ તકને તેણીએ પણ ખુશીથી પકડી પાડી. "હું એક પ્રદેશી મુસાફર છું અને તું ઇમાનીઓના શાહની

દેશ પ્રદેશમાં ફેલાયલી કીર્તી સાંભળીને તું નામવરની દરબારનાં દર્શને આવ્યો છું, આસમાનનાં ફરતાં ચક્કરે મારા તકદીરની તખ્તી પર તાસીરનો એક એવો તિક્ષણ તીર માર્યો છે કે નસીબદેવી મારી સાથે રીસાઇ ગઇ છે અને હું નિર્દોષ છતાં નાહક દોષિત ઠરી મારાં વતનને છેલ્લી સલામ કરી તું તાજદારની બોહોળી શેહેનશાહતમાં આવી લાગ્યો છું. ઓ નામવર સુલતાન! તારી બુઝર્ગીપર ખુદાની મેહેર હોજો! કાચા કાનની ખરાબીથી દુનિયામાં જે અનર્થો ઉત્પન થાય છે, તેવા એક અનર્થનો હું કમનસીબ ભોગ છું. તું નામવર મને ‘ ખુબસુરત જવાન ’ની ઉપમાં આપે છે, પણ એજ ખુબસુરતીએ મારાં ખીલતાં ભવિશ્યને કચડી નાખ્યું છે. હું ઇચ્છું છું કે હું એક બદસુરત આદમી હોત, કારણ કે તેમ હોત તો મારી બાપીકી રાજગાદી હું આસાંનીથી ભોગવી શકત. ”

ત્યારે તું શું કોઇ રાજવંશી ઓલાદ ધરાવે છે, અય જવાંમરદ? ” સુલતાને તુરત સવાલ કીધો.

“ હા નામવર! ” પેલા કહેવાતા પ્રદેશી મુસાફરે સર નમાવી પ્રતિઉતર આપ્યો. “ ખુદા તારાં તાજ અને તખ્તનો નેગેહબાન હોજો! ”

“તું કિયા નામવર નરથી તારી ઓલાદ ધરાવેછે, અય જવાન?”

“ જેહાંપનાહ! હું ચમન શેહેરનો શાહજાદો છું ”

“ તારૂં ઇસ્મે શરીફ! ”

“ ખુદાવંદ! મારૂં ઇસ્મેશરીફ (નામ) ‘ સમગુલ ’ છે. ” આખી દરબારની અજાયબી વચ્ચે તે ખુબસુરત જવાંને હીંમતથી

પોતાનો હેવાલ ચલાવ્યો. "શેહેરે ચમનમાં હું શાહજાદા સમશુલને નામે ઓળખાઉં છું, પણ આજે મારૂં તે યુવરાજ-પદ રહ્યું નથી."

"નહીં રહેવાનું કારણ શું?"

"કારણ? ઓ બુલંદ દરજ્જાના સુલતાન! એ કારણ હું તને શું કહું?" પેલો ખુબસુરત જવાં મરદ બોલ્યો અને લાજથી લજવાઇને નીચી ચસ્મો કરી પોતાનો હેવાલ આગળ ચલાવ્યો "મારાં રેશન તાલેએ એકવાર મને આખી રિયાસતમાં માનીતો બનાવ્યો હતો, પણ નસીબદેવીની અચાનક ઇતરાજી ઉતરવાથી કમનસીબીની શિહા વાદળીનું ચઢી આવવું થયું અને તેણે મને પોતાના પંજામાં લઇ એવી ધાડી છાંયામાં ગુંગળાવી નાખ્યો છે કે મારી તમામ ઉમેદોનો ભંગ થયો છે. સાંભળ, ઓ શેહેનશાહ! કે શેહેરે ચમનનાં બાદશાહ બાહદુરશાહ આરામશાહનો હું ગાદી વારેસ વડો બેટો છું. મારા પિતાના જનાનામાં ૧૨૦૦ બેગમો છે; પણ તેની ખાસ માનીતી રાણી માત્ર ત્રણ છે. જેમાં એક મારી મા, અને બીજી મારી બે સાવત્ર માતાઓ છે. એ બે સાવત્ર માતા માહેલી એક શેહેરેચમનનાં એક મોટા અમીરની નવ જુવાન બેટી છે. ત્રણે ખાસ રાણીઓમાં મારી મા બુઝર્ગી ને દરજ્જામાં વડી છે અને શેહેરે ચમનનાં અમીરની બેટી ઉમરે સૌથી ન્હાની છે, જેણીને પેટે એક પણ ફરઝંદ થયલું નથી. તેણી માહતાબ જેવી ખુબસુરતી ધરાવતી હોવાથી મારા પીતાની તે બહુ માનીતી છે. વચલી રાણી

જેણી સાત બેટા ધરાવે છે, તે સર્વે મારા કરતાં ન્હાની ઉમરનાં છે. ગાદીનો ખરો વારસ હું છું. હું જેમ ઉમરે વડો

છું તેમ બાદશાહની સઉથી પેહેલી પરણેતરનો હકદાર પુત્ર છું. મારો પિતા મને હદ બાહર ચાહતો હતો અને પોતાની શેહેનશાહતમાં જ્યાં જતો ત્યાં મને સાથે લઇને ફરતો હતો. હું ૨૭ વર્ષની નવ જવાન ઉંમરે પહોંચ્યો ત્યાં સુધી મારી ઉપર નસીબદેવી છત્તર-છાંયા કરતી હતી, પણ તે પછી ગ્રહમંડળનાં કાંઇ અવળા યોગે તકદીરની તખ્તીપર આફત રૂપી અંધકારનો પડછાયો ધીમે ધીમે પડવા લાગ્યો. ખુદાએ મને બક્ષેલી ખુબસુરતી મારાં સુખમાં સડો નાખનારી થઇ પડી. યમન શેહેરના અમીરની બેટી, જે મારી સાવત્ર માતા થતી હતી, તેણી મારી ખુબસુરતીપર ફીદા થઇ અને એક માતાને ન છાજતા પ્યારથી મારી જોડે વરતવા લાગી. તેની તેવી વલણ જોઇ હું પ્રથમથીજ ચોંકેલો રહ્યો, પણ મને કાંઇ સારૂં સુજ્યું નહિ કે આ વાત હું મારા પિતાને જાહેર કરૂં. ઓ બુલંદ દરજ્જાના સુલતાન! તુંજ વિચાર કર કે એવી ગંભીર બીના એક બેટે પોતાનાં બાપના કાનપર શી રીતે લાવી શકે? મેં બનતાં તુલીક મારી સાવત્રમાતાથી દુર ને દુર રહેવા માંડયું અને કાંઇ ખાસ અગત્ય વિનાં તેણી જોડે વાતચીતનો વેહેવાર પણ ટુંકો કરી દીધો. આટલું છતાં, હું મારી ધારણામાં ઠગાયો જેમ જેમ હું દુર ને દુર રહેતો ગયો તેમ તેમ મારી સાવત્રમાતા મારી તરફ વધુ ને વધુ પ્રેમ બતાવવા લાગી. કાંઇ ને કાંઇ બહાને તેણી મારી જોડે વાત કરવાની તક સાંધતી, પણ હું તેણીને તેની નેમમાં નિષ્ફળ કરતો રહયો. એક દહાડે તે પ્રપંચી સ્ત્રીએ મારો પિતા શેકારશાહે ગયો તે તક સાંધી મને પોતાના ફાંદામાં ફસાવ-

વાની શરમ ભરેલી હીંમત કરી. મેં તેણીને યાદ આપી કે તેણી અને મારી વચ્ચે કુદરતે સચાઇનું શું નાતું મેલ્યું છે તેનો તેણે ખ્યાલ કરવો. વળી મારા બુઝર્ગ પિતાએ તેને કેવા લાડ અને સુખમાં રાખી હતી તેનો વિચાર કરી એવા એક માયાળુ ભરથારને બેવફા નીવડવાનો કેવો અઝીમ ગુનાહ તેણી કરવા ચાહે છે તેની યાદ આપી તથા તે પાક અલ્લાહતાલા તેની એવી બુરી મનશનીથી તેણી ઉપર કેવો કોપાયમાન થશે તે વિસ્તારથી સમજાવ્યું પણ તે બદખસલત ઓરતપર તેની કશીજ અસર થઇ નહીં. એક માતાને ન છાજતા પ્યારથી તે બુરી સ્ત્રીએ મારી કને જાહેર કરેલી હલકી ઇચ્છા મેં તીરસ્કાર સહીત તુચ્છકારી કાઢવાથી તેણીને ઘણું દુઃખ લાગ્યું, આ વખતે કીનો તેના સીનાપર રાજ્ય કરતો હતો. એક છેલ્લી કોશેષ તરીકે ફરીથી તેણીએ મને દબડાવવા માગ્યો કે જો હું તેણીના કહ્યાસરનો નહીં થાઉં તો પોતાની ઇજ્જતપર ઉઠવાનો તેણી મારી ઉપર બટટો મેલશે અને તે વાત જો બાદશાહ (મારા પીતા) ના કાનપર જશે તો શેહેરે યમનના ભવિષ્યનાં રાજપતિ તરીકેની મારી તમામ ઉમેદો ધુળમાં મળી જશે. મેં જવાબ દીધો કે રાજપાટમાં શું પણ આ જાન જાય તોય એ દોજખી કર્મ હું કરનાર નથી. જ્યારે પુષ્કળ ગુસ્સા સહિત તેણીએ મારો આ છેલ્લો જવાબ સાંભલ્યો ત્યારે પોતાને ઉપજેલી નામુરાદીનું મારી ઉપર વેર લેવા માટે પોતાના ગુલાબી ગાલ પર પોતાનાજ નખોનાં ઓચકારા પાડી; આંગમાંનો પોષાક પોતાનેજ હાથે ફાડી નાખી એક ચીસ પાડીને ગુલબાન ઉઠાવ્યું કે "દોડો!

દોડો ! મારી લાજ લુટાય છે ! શાહજાદો સમઘુલ મારી ઉપર નીચ નજરથી ધસી આવ્યો છે !" આ પોકારા સાંભળી મેહેલમાંની સર્વ બેગમો, સાહેલીઓ અને દાયાઓ ત્યાં દોડી આવ્યાં. નિર્દોષ છતાં આ વખતે હું થરથર ધ્રુજતો હતો, કારણ કે તે નાલાયક ઓરતે મારી ઉપર નીચ ગુલખાન અને તરકટી તોહમત મુકયું હતું. વળી ઓછામાં પુરૂ એજ વખતે મારો પિતા, જે શેકારગાહે ગયલો હતો, તે શેકાર નહી મળવાથી મેહેલમાં પાછો ફર્યો અને એ નામવર સુલતાન ! આફતની આગે બેવડો ભડકો લીધો. જનાનાની ૧૨૦૦ બેગમો મારી માતા જોડે મારી તરફેણમાં હતી કે પુર્વનો સુર્ય પશ્ચિમે ઉગે પણ શાહજાદો સમઘુલ આ નીચ કર્મ કરે તો શું પણ પળમાત્ર મનમાં વમાશે નહીં; જ્યારે સાહેલીઓ અને દાસીઓ પેલી દૃષ્ટા તરફ થઇ ગઇ અને તે મકારે ઓરતનાં ઉશ્કેરવાથી બાદશાહ એટલો તપી ગયો કે ભાન ભુલો થઇ જઇ વગર તેહકીક કરવે મને દોષિત ઠરાવી તતરતી ડોકીએ તે ને તેજ પળે મેહેલ છોડી જઇ ત્યાંથી મારૂં કાળું કરવા' નો હુકમ ફરમાવ્યો !



## પ્રકરણ ૧૯ મું.



## સ્ત્રી ચરીત્ર.

અહીં શાહજાદા સમઘુલે પોતાની આંખમાં ભરાઇ આવેલાં ઝળઝળીયાં લુંછયાં અને આગળ વધતાં બોલ્યો કે વગર તકસીરે,

કાચા કાનને વશ થઇ તથા એક નીચ બુદ્ધિની રાણીના કહેવા પર ભોળવાઇ તથા ઉશ્કેરાઇ જઇ મારા રાજવંશી પિતાએ મને વગર દયાએ મહેલની બાહેર હાંકી કાઢવાનો હુકમ આપ્યાથી આખા રાજમહેલમાં ખળભળાટ મચી રહ્યો. મારી વ્હાલી માતા અને જનાનખાનાની ૧૨૦૦ બેગમો જેઓ મને અત્યંત માનથી ચાહતી હતી તેઓ સર્વેએ બાદશાહને પુષ્કળ સમજાવ્યો, પણ તે મકરબાજ મહિલાનાં ચરિત્ર આગળ તેનું કશું ચાલ્યું નહીં. મારી વચલી સાવત્ર માતા, જે ૭ ફરજંદની માતા હતી તેણીએ આ કોર કે પેલી કોર, કોઇ તરફ મત આપ્યું નહી. તેણી સારી પેઠે સમજતી હતી કે હું નિર્દોષ હતો, પણ બીજી તરફ તેણી મારૂં નખ્ખોદ વળેલું જોઇ મનમાં રાજી થઇ કારણ કે મને મહેલમાંથી હાંકી કાઢવામાં આવે તો તેણીના ૭ ફરજંદોમાંથી એકને પણ શેહેર ચમનની રાજગાદીનો ભવિષ્યનો માલેક થવાનો સંજોગ બને! અને તેથી એક રીતે નહિ તો બીજી રીતે તે બીજી સાવત્ર માતા પણ પોતાંની ચુપકીદીથી મને નડયા વિના રહી નહિ. મારી માતાની કાકલુદી કે આજીજીએ બાદશાહપર કશી અસર કીધી નહીં અને તેનું પરિણામ મારો હકદાર રાજહક મારો બાપીકો મેહેલ, મારા વડીલોનું વતન અને મારૂં સર્વસ્વ છોડી જવામાં—ઓ ઇનસાફી સુલતાન! મારી તમામ બેગુનાહી અને નિર્દોષતા વચ્ચે છોડી જવામાં—આવ્યું!

અહીં તે મુસાફર ફરીથી પોતાની આંખ્યો લુંછવા પડયો. તેની છાતી ભરાઇ આવી હોય એમ સર્વ કોઇને લાગ્યું. તે કરૂણારસિક કાંહાંણી સાંભળી તમામ દરબાર તેની દયા ખાવા લાગી. શાહ-

જાદો સલીમ, જેને સ્ત્રી-જાતી તરફ જબરો અભાવ હતો તેને તો આ દાખલાથી પોતાના મનમાં આડકતરી મજબુતી મળી! તેણે તે કહેવાતા જવાન મુસાફરની દુઃખદાયક કાંહાંણી ઘણાં ધ્યાંન અને ધીરજથી સાંભળેલી હોવાથી તે ભલા શાહજાદાની લાગણી તે પ્રદેશી મુસાફર તરફ દોડયા વીના રહી નહીં.

એકાદ બે પળ થોભી તે દુઃખી જવાને પાછું ચલાવ્યું. "એક બાપ જેવો બાપ પોતાનાં વ્હાલાં ફરજંદ તરફ એવી નાતરસ ચાલ ચલાવે અને કાચા કાંનથી વેહેમાઇ જઇ વગર ઇનસાફ કરવે એક કુત્રાં માફક પોતાનાં ફરજંદને હાંકી કાઢે એ ખ્યાલજ નહીં તામોશ થઇ શકે એવો છે. ઓ બુઝર્ગ તાજવર શેહેરીયાર! તુ વિચાર કર કે વગર વાંકે ને વગર તકસીરે મારી ગરદનપર ઓળવાયલાં એવાં ગલીચ ગુનાહ પછી હું મારી સલતનતમાં રહીજ કેમ શકું? અને જે પ્રજાએ હીરા-મોતીની થાળોથી મને અનેકવાર વધાવેલો તે પ્રજામાં એવી નાલાયક નામોશી પછી હું મારૂં નાક દેખાડીજ કેમ શકું? જોકે મારૂં હૈયું સાફ હતું, અને તે પાપી કર્મથી પાછળ હટી મેં મારા હાથ તમામ પવિત્ર રાખ્યા હતા, પણ જયાં બાપ જેવા બાપે કાચા કાનને વશ થઇ મારૂં કશુંજ સાંભળવા ના પાડીને કોઇ રીતની દરિયાફતી કરી નહીં, ત્યાં મારો શો ઉપાય હોય? પછી હું ત્યાં ટકી આ જીવીજ કેમ શકું! ઓ દુનિયા! દુનિયા! તું કેવી દોરંગી છે! આસમાનનુ ફરતુ ચક્ર કેવું ફરબી અને ઠગારૂં છે! ઘડીની વચ્ચે તે કેવી ગારદેસા લાવી મુકે છે! મને મારી ઉપર મુકવામાં આવેલાં ગલીચ ગુનાહનું જેટલું નહિ લાગ્યું તેટલું મારા

બાપની બુદ્ધિ એકાએક એક ચરતખોર સ્ત્રીનાં ચરિત્રથી ફરી કેમ જવા પામી તે લાગે છે. શું જમાનો છે કે જે બાપને મારા વગર એક ઘડી ચાલતું ન હતું તે આજ પાંચ પાંચ વરસ થયાં મારૂં નામ–નિશાન નિવારી બેઠો છે અને હું કયાં મરૂં–જીવું છું તેની તેને પરવાહ નથી !"

" અય શાહજાદા ! તમારા પિતાજીએ તમોને બેશક મોટો ગંભીર ગેર ઇનસાફ કીધો છે." હવે શાહજાદા સલીમે જુબાન ખોલી. " જે તરકટી તોહમત તમોપર મેલવામાં આવ્યું તેનાં તળિયામાં સચ્ચાઇ કેટલી હતી તેની પાકી તપાસ કરવાની તમારા પિતાની ફરજ હતી, જે કાચા કાનને લીધે ઉશ્કેરાઇ જવાથી તેઓ ભુલ્યા છે અને તમો જેવા એક સદગુણી શાહજાદાને કર્મ દેવીની દયાપર છોડી દીધા છે. પણ પુરૂષે હીંમત કદી તજવી નહીં. તકદીર ગમે એવા રકમ રકમનાં રંગ બતાવે તો શો મુઝાકો છે ! જ્યાં સુધી એક પુરૂષમાં ખરી મર્દાનગી ભરેલી હીંમત અને ખુદા ઉપરનો વિશ્વાસ છે ત્યાં સુધી તેને ડરવાનું કાંઇ કારણ નથી. તમે રાજબીજ ધરાવો છો, તો એવી નાઉમેદ થવું જોઇએ નહીં. સરજતનાં લેખ ગરીબ કે તવંગર માણસને એકસરખા અદા કરવા પડે છે. એક રાજવંશીની ખરી કશોટી તેની ઉપર સકંટ પડવામાં છે. રાજ્ય–વૈભવ ભોગવનારા ભૂપતિઓને દુઃખના દરિયામાં ડોહળી સુખના સમુદ્ર કિનારાપર પાછા લઇ જઇ નાખવાનું કામ કુદરતે પોતાની હસ્તીની શુરૂઆતથીજ સ્વિકારેલું છે અને ભલા ભલા શેહેનશાહો તથા સુલતાનો ચઢતી પડતીનાં ચક્રમાં સપડાઇને આ દુનિયાની

મિથ્યા માયાનો કડવો પાઠ શિખ્યા છે. માટે, એવાં સંકટથી નિરાશ થવું નહીં જોઇએ. અલ્લાહતાલા સૌનો કદરદાન છે. તે નિરાકારી સાહેબથી નિરાશ થનારો માનવી સુખની સપાટીપર કદી આવવા પામતો નથી, માટે હે શાહજાદા! સંકટમાં **સબુરી**! અખત્યાર કરવી ઇનસાન માત્રને લાઝમ છે. ગઇ ઘડી ચાલુ ઘડીને અને ચાલુ ઘડી નવી આવતી ઘડીને હંમેશાં વીસરાવનારી હોય છે. સુખ પાછળ દુઃખ અને દુઃખ પાછળ સુખ એ તો કુદરતનો મુકરર કાયદો છે. તારા ચહેરા ઉપરથી જણાય છે કે એક વખત તું ઘણો સુખી હોવો જોઇએ. તારી દયાજનક કહાંણી સાંભળ્યા પછી એમ લાગે છે કે તારા પિતાએ તને મોટો ગેર ઇનસાફ કીધો છે એ ગેરઇનસાફ તારા પિતા શિવાય બીજા કોઇથી ફિટાડી શકાય એમ નથી માટે તે હકીકતને પડતી નાખી મારા માનવંત પિતાની દરબારમાં આવવાનો તારો હેતુ શો છે તે હું જાણવા ઇચ્છું છું."

એ રોશન તાલેનાં શાહજાદા! તારી કીર્તીનાં કારણો દેશનાં દરેક ખુણામાં અહોનીશ પ્રકાશિત રહેજો!" પોતાની હકીકત દરમ્યાન શાહજાદા સલીમે તેમાં ભાગ લેવાથી હૈયામાં હર્ષ પામી હુસ્નબાનું (શાહજાદો સમબુલ) બોલી. "જ્યારથી મેં શેહેરે ચમન છોડયું, ત્યારથી હું અનેક દરબારોમાં ફર્યો છું, પણ જેવી દિલસોજ લાગણી આ સમરકંદની દરબાર તરફથી મુજ કમનસીબ તરફ દેખાડવામાં આવી છે તેવી મેં બીજી કોઇ દરબાર તરફથી દેખાડેલી જોઇ નથી. હું પોતાને મહા ભાગ્યવાન સમજું છું કે સમરકંદની બળવંત શેહેનશાહતમાં મારૂં બખ્ત મને આજે ખેંચી

લાવ્યું છે, મારી ખાહેશ કોઇ દરબારમાં સફલ થઇ નથી પણ આજનાં તું બખ્તાવર શાહજાદાની શાલગીરેહનાં મુબારક દહાડે સમરકંદની દરબારમાં હું ઇનસાફ પામ્યો છું અય નામવર શાહજાદા ! હું બીજું કાંઇ માંગતો નથી. સુલતાન શેહેરીયારની માનવંત જનાબમાં મારો મરજો એટલોજ છે કે પોતાની દરબારમાં મને કાંઇ ઓધ્ધો બક્ષી વખત આવે ત્યારે મારી તીરંદાજી તથા શેકાર સંબંધી બહાદુરીની પરીક્ષા લે. એ બેઉ હુન્નર મેં નામીચા ઉસ્તાદો પાસે બહુ ઉમદા રીતે હાંસેલ કીધેલા છે અને તે વિષે હું મારે મોહડે મારી તારીફ કરી શકતો નથી.”

શાહજાદા સમજુલે અહીં ચાલાકી વાપરેલી જોઇ સુલતાન શેહેરીયાર ખુશ થયા વિના રહયો નહીં તે વિચારમાં હતો કે શાહજાદા સલીમના સેવામાં તેને શી રીતે લાગુ પાડવો, પણ તેટલાં શાહજાદા સમજુલે પોતેજ રસ્તો કાઢી આપવાથી તેણે તુરત યુવરાજ સલીમના દરબારી તથા શેકારી ગોઠિયા તરીકેનાં ઓધ્ધા પર તેની નેમણુંક કીધી. વળી રાત દહાડો તેનાં પ્રાઇવેટ સેક્રેટરી તરીકે શાહજાદા સમજુલે શાહજાદા સલીમની સેવામાં તેનાજ મેહેલમાં તેની સાથે રેહેવું એમ પણ ઠરાવ્યું. સુલતાન શેહેરીયારે કરેલો આ સુંદર ફ્રડચો શાહજાદા સલીમને પણ ગમ્યા વિના રહયો નહીં. શાહજાદા સમજુલનાં ખુબસુરત ચેહેરા પર તે અત્યારથીજ એટલો બધો ફીદા થયો હતો કે એવા એક રાજવંશી જવાનને તેના પિતાએ તેની સેવામાં મુકરર કીધો તેથી યુવરાજ ખુશ થઇ ગયો.

સુલતાન શેહેરીયારે શાહજાદા સમજુલ પર કરેલી આ મોટી

નવાજેશ માટે તેણે જાહેર દરબારમાં બહુ સુંદર શબ્દોમાં તેનો ઉપકાર માન્યો. આ વખતે તેનો ચેહેરો ગુલાબી રતાસવાળી એવી ખુશનુમાં રીતે ખીલી નીકળયો, કે જે જોઇ આખી દરબાર દંગ થઇ.

"તીરંદાજી અને શેકારબાજી ઉપરંત, અય ખુબસુરત શાહજાદા! તું કાંઇ બીજાબી હુન્નરો જાણે છે કે?" સુલતાન શેહેરીયારે હરતે ચેહરે શાહજાદા સમખુલને સવાલ કીધો.

"હા ખુદાવંદ!"

"તે કિયો હુન્નર?"

"હું એક ગુપ્ત એલમ જાણું છું, જે એવો એજમતી છે કે જેની બરકતથી ઇનસાંન જે ચાહે તે કરી શકે છે."

"એ એલમનું નામ શું?"

"એને 'બરમલાઇ એલમ' કહે છે."

"એ તને કોણે શિખવ્યો?" શાહજાદા સલીમે પુછયું.

"જી નામવર, મારા પિતાજીની દરબારમાં ઘણાં વર્ષોની વાત પર એક બુઝર્ગ પહરેઝગાર મર્દે દર્શન દીધાં હતાં તેની મેં ચોક્કસ સેવા બજાવવાથી તેણે જતી વેળા મને એક એજમતી ખંજર આપી તેમાં સમાયલા તલેસ્માતિક ગુણોની છુંપી કુંચી અને મંત્રો શિખવ્યાં હતાં, જેની મદદથી હું ચાહું તેવા પ્રયોગો કરીશકું છું."

"તે હથિયાર હાલ તારી કને છે?" યુવરાજ સલીમે અચરત થઇ પુછયું.

"હા ખુદાવંદ? આ રહયું!" અને અહીં પેલુ બુઢ્ઢી બરમલા

વાળું વિલક્ષણ ખંજર કાઢી તેણે આખી દરબાર સનમુખ રજુ કર્યું.

સુલતાન શેહેરીયારની માંગણીથી એક અમીરે તે ખંજર શાહજાદા સમશુલ્લના હાથમાંથી લઇ તખ્ત આગળ રજુ કર્યું. તે ખંજર સુલતાને મોટી અજાયબી સાથ તપાસી શાહજાદાના હાથમાં આપ્યું. શાહજાદા સલીમે તેને ફેરવી ફેરવીને જોયું તે ઉપર બારીક હરફે કાંઇ પવિત્ર શબ્દો કોતરેલા હતા તે ઉકલાવવાની તેણે ઘણી કોશેષ કીધી, પણ તેમાં તે ફાવ્યો નહીં તે ખંજરનો ઝલકાટ વીજળીના દીવા જેવો પ્રકાશી રહયો હતો, અને તે જોઇ આખી દરબાર અજાયબીથી દાંતમાં આંગળી પકડી રહી હતી.

શાહજાદાએ જોયા પછી તે ખંજર એક હજુરીયાએ બુઝર્ગ વજીર અબુહુસેનનાં હાથમાં આપ્યું. તે જમાને ખાધેલ ઘરડો પણ તેના તેજથી અંજાઇ ગયો. હુસ્નબાનુંના પ્રયોગોપર પેહેલો શક નાખનાર આ ઉમરે પુગેલો ડોસો હતો તે વાંચનારને યાદ હશે, પણ તેણીએ સુલતાન શેહેરયારનું તખ્ત અને તેની ખુરસી પોંતાના પ્રયોગબળથી દરબારનાં ઝરૂખાપર લઇ જઇ મેલ્યા પછી તે પોંહચેલ ઘરડા વજીરને પોતાના આગલા વિચારો તર્ક કરવા પડયા હતા; જેથી આજે જયારે તેણીનું આ એજમતી હથિયાર જોવાની એક નવી તક તેને મળી ત્યારે વજીર અબુહુસેન સાહેબે આંખપર ચસમો ચઢાવી મોટી અચરતી વચ્ચે દાંત વગરનું પોતાનું મોં ફાડી ફાડીને તે હથિયાર તપાસ્યું એ તપાસ સંપૂર્ણ થયા પછી તે હથિયાર અમીર અફઝુલખાનનાં હાથમાં અને તે પછી દરબારનાં તમામ અમીરોમાં ફર્યાં પછી પાછુ પોતાની અસલ જગ્યાએ ફર્યું.

"એની એજમતનો એક ન્હાનો પ્રયોગ, અય ખુબસુરત શાહજાદા ! તું હમણા મારી દરબારને નહિ બતાવી શકે ?" સુલતાન શેહેરીયારે પુછ્યું.

"સરોચશ્મથી, અય તાજવર ! તારા હુકમને હું તાબે છું."

એમ કહી શાહજાદો સમશુલ સુલતાન શેહેરીયાર તરફ એક માનભર્યું નમન કરી ઉઠી ઉભો થયો અને પેલું હથિયાર હાથમા લઇ બોલ્યો:—"ઓ શાહોનાં શાહ ! આ એજમતી હથિયારની બરકતથી એક માણુસ જે ચાહે તે કરી શકે છે. બોલો ખુદાવંદ ! હું મારી મરજીનો પ્રયોગ કરૂં તેને બદલે આપ નામવર પોતાની મરજીનો પ્રયોગ ફરમાવો તો આ તલેસ્માતિક ખંજરની ખરી ખુબીનો ખુલ્લો ખ્યાલ આખી દરબારને ઝટ આવશે."

"અય જવાન શાહજાદા ! તારૂં કહેવું ખરૂં છે અને તે ઉપર હું ખુશીથી તારી મરજી મુજબ અમલ કરૂં છું. તારો પ્રયોગ હું એવી રીતે થયલો જોવા ઇચ્છુંછું કે શાહજાદા સલીમના માથાંપર જે તાજ છે તે તાજ આપ મેળે ઉચકાઇને તારાં પોતાનાં માથાંપર આવી પડે !"

"બાખુશીથી, ખુદાવંદ ! મને એક પ્યાલામાં પાણીની જરૂરછે."

તુરતજ એક સોનેરી પ્યાલામાં પાણી લાવવામાં આવ્યું અને શાહજાદા સમશુલે પેલું હથિયાર હાથમાં લઇ આંખ મીચીને પોતાના હોઠપર કાંઇ છુપા કલામો બરબડવા માંડયા. તેનો દેખાવ જોઇ સર્વ દરબાર અચરત થઇ પણ આ અસંભવિત વાત કેમ બને તે વિષે શંકાસીલ થઇ. સર્વ કોઇ તેને એક ઠગારો જવાન સમજવા લાગ્યા.

અને આ પ્રયોગ અવસ્ય નિષ્ફળ જશે એમ માહોમાહે પરસ્પર વાત કરવા લાગ્યા.

શાહજાદા સમણુલે એજ મીનીટમાં તે પ્રયોગ આબાદ કરી બતાવ્યો ! પેલા છુપા કલામોની બરકતથી તે ખંજરમાં એજમત પેદા થવાથી તેણીનો હાથ થરથર ધ્રુજવા લાગ્યો. તેમ થતાંજ તેણીએ પેલા પ્યાલામાંથી થોડું પાણી લઇ પેલુ હથિયાર હવામાં ઉંચે ફેંકી તેની ઉપર પાણી માર્યુ. જેથી તે હથિયાર હવામાં અધ્ધર રહીને ગોલ ફરવા લાગ્યું. આ કરામત જોઇ આખી દરબાર દંગ થઇ ગઇ. સર્વ કોઇ તે પ્રયોગ ધારી ધારીને જોવા લાગ્યા. હવે તેણીએ પોતાની આંગળી શાહજાદાનાં માથાંપર પેહડેલાં તાજપર તાંકી એક અરબ્બી ભાષાની પવિત્ર જોડણીમાં પાક અલ્લાહતાલાને યાદ કર્યા બરાબર હળવેથી શાહજાદાનાં માથાં પરનું તાજ આખી દરબારની અજાયબી વચ્ચે ઉચકાવા લાગ્યું અને બહુ અજબ જેવી રીતે, જેમ એક પતંગીયું એક જગ્યાપરથી ઉડી બીજી જગ્યાપર બેશે તેમ, શાહજાદા સમણુલનાં માથા પર આવી ગોઠવાયું.

શાહજાદા સલીમનો ચેહેરો જોવા લાયક હતો ! આખી દરબાર દંગ થઇ ગઇ. સુલતાન શેહેરીયાર અને વજીર અબુદ્દુશીન પણ ઓછા ચકિત થયા નહીં !

“ આફરીન ! આફરીન !”નાં શબ્દોથી આખી દરબાર ગાજી રહી અને જેઓએ એ પ્રયોગની સફળતાને પ્રથમ ધિક્કારી હતી તેઓ સર્વનાં મોં ઝખવાણાં પડી ગયાં !

“ હવે એજ તાજ ફરીથી શાહજાદા સલીમનાં મસ્તકપર

મુકો !" સુલતાન શેહેરીયારે ફરમાવ્યું.

શાહજાદા સમણુલે કશો જવાબ દીધો નહિ. તેણે તે હુકમપર તુરત અમલ કીધો. તાજ પાછું ઉંચકાયું-હળવે હળવે હવામાં અધ્ધર ચાલવા લાગ્યું અને આબાદ શાહજાદા સલીમનાં માથાંપર જઇ બેઠું !

હવે દરબારની અચરતીનો શો પાર ?

શાહજાદો પોતે એટલો ખુશ થઇ ગયો કે તુરત ઉઠીને શાહજાદા સમણુલ કને જઇ તેની પીઠ ઠોકી અને પોતાના ગળાંમાં સાત સેરની મોતીની એક કીમતી માળા હતી તે તેને ભર દરબારમાં બક્ષેસ કીધી !

જણાવવાની જરૂર નથી કે એ પછી સુલતાન શેહેરીયારે સર્વ કોઇની શાબાશી વચ્ચે દરબાર બરખાસ્ત કીધી.

---

## પ્રકરણ ૨૦ મું.

### શું ઓરતજાત બેવફા છે?

શાહજાદા સમણુલ, યુવરાજ સલીમનાં મેહેલમાં નવો-જુનો થઇ ગયો. તે બન્નેને ટુંક અરસામાં ગાઢી મોહબત બાઝી ગઇ. શેકારમાં સાથે, દરબારમાં સાથે તથા ખાવા, પીવા અને ફરવા-હરવા તેમજ મોજમજાહ કરવામાં તેઓ બન્ને સાથેના સાથે ફરવા લાગ્યા.

ખરૂં પુછો તો તે બન્નેની વચ્ચે કુદરતે ગોયા આગમચથી પ્રેમનો મુગો પાયો નાખી મુકયો! શાહજાદા સલીમને શાહજાદા સમણુલની સોબત એટલી ગમી કે તે તેને એક ઘડી પણ વીહલો છોડતો નહીં. અકસટ કરીને સમણુલનો દિલખુશ ચેહેરો યુવરાજ સલીમ, જે પોતે પણ ઓછો ખુબસુરત નહીં હતો, તેની આંખમાં રમી રહયો હતો! તે વારંમવાર જ્યારે એકલો પડતો ત્યારે વીચાર તો કે જે અદભુત કાન્તી એક રૂપાળી સ્ત્રીને પણ નહી મળે તેની બક્ષેષ કુદરતે એક મર્દ પર કરવામાં કાંઇ ભુલ તો કરી નહિ હોય! વળી ખુબસુરતી ઉપરાંત કુદરતે શાહજાદા સમણુલ પર બીજી બક્ષેષો પણ ન્હાની સુની કરેલી ન હતી! તલેસ્માતિક વિદ્યાના જે વિલક્ષણ પ્રયોગો તેણે દરબારમાં કરી બતાવ્યા હતા તે કોઇનું પણ દીલ જીતી લે એવા હતા! તે ગુપ્ત વિદ્યાની એજબતી અસરથી જે ચાહે તે બની શકતું હતું અને તે કેમ બનતું હશે તે જાણવા તથા શીખવાની શાહજાદા સલીમને અતી આતુરતા ઉપજી હતી! પણ શાહજાદો સમણુલ એક ચોક્કસ વખત આવે ત્યાં સુધી તેને થોભવા કહેતો હતો!

"દોસ્ત સમણુલ! જે એજબતી પ્રયોગથી ગઇ કાલે તેં આખી દરબારને દંગ બનાવી તેની છુપી કળ-કુંચીથી મને તું વાકેફ નહી કરે?" બીજે દીને શાહજાદો સલીમ પોતાની ઇન્તેજારી થોભાવી નહી શકવાથી શાહજાદા સમણુલને કહેવા લાગ્યો.

"તે વખત હજી આવે છે, નામવર સલીમ!" શાહજાદા સમણુલે ઊતર આપ્યો. "તારા જેવા એક દિલોજાન રફીકને હું એ એલમ નહી શીખવું તો બીજા કોણને શીખવું, પણ તેમ કરવા

માટે મેં મારા ઉસ્તાદની રજા લેવી જોઈએ."

"ઉસ્તાદ? કોણનો"

"મારો!"

"અને તે કોણ?"

"મારી બુઢ્ઢી બરમલા!"

"બુઢ્ઢી બરમલા? ત્યારે શું તારો આ નામાંકીત એલ્મ તું એક સ્ત્રી જાતીથી શીખ્યો છે?"

"હા."

"એટલા ઓરત જાત એવો એજમતી એલ્મ ધરાવવાને તાકાદ રાખે છે?"

"ચુપ! ચુપ! શાહજાદા! એ તું શું બોલે છે? સામાન્ય સ્ત્રી માટે તારા વિચાર શું ત્યારે એવા હલકા છે?"

"હું તમામ અબળા જાતનો દુશ્મન છું." "અને તેનું કાંઇ કારણ?"

"કારણ? કારણ શું હોય? મને કુદરતીજ બાનુઓ તરફ અભાવ છે."

"મને માફ કરજો, પણ તે બાનુંઓમાં તારી વાહલી માવતરને પણ તું ભલો બેટો મોટું અપમાન કરે છે."

"મારી પ્રિય માતાને એક અપવાદ તરીકે હું લેખુ છું અને એક તાબેદાર બેટાથી જેટલું માન આપી શકાતું હોય તેટલું દરેક આપુંછું. તે શિવાય—

"અફસોસ! સદ હજાર અફસોસ! સલીમ નામવર! તું જેવો

એક સકલ ગુણ સંપન્ન શાહજાદો કુદરતની એક બેનમુન બક્ષેસ અને પવીત્ર પેદાયશ તરફ કેવા ખરાબ વિચારો ધરાવે છે અને તે પણ કાંઇબી સબબ વગર? ત્યારે તો એમ ઠર્યું કે તું નામવર જીંદગી સુધી કુમારો રહેવાનો વિચાર ધરાવે છે."

"અને તારી તે ધારણા ખોટી નથી."

"નહી! નહી! શાહજાદા સલીમ! તારી તકરારમાં વજુદ નથી. તારા વિચારો કુદરત-પસંદ નથી. કુદરતની એક બેમુલ બક્ષેસ તરફ કાંઇ પણ ખાસ કારણ વગર એવો તિરસ્કાર બતાવવો એ શું એક અજીમ ગુનાહ નથી?"

"હુ એમ સમજતો નથી."

"તું નામવર ભલે નહિ સમજે, પણ દુનિયાં તારાં આ ડહાપણને વખાણનાર નથી. એ ભલા શાહજાદા! તું કેવા હસવાજોગ વિચારોથી તારી હસી કરાવે છે? સ્ત્રી-જાત તરફ એવડો કહેર રાખવાનું તને કારણ શું તે તું સમજાવી શકતો નથી. તારી દલીલોમાં કશો દમ નથી અને માત્ર એક હટવાદી મત ધરાવી તું તારાં સુખી ભવિષ્યનું સત્યાનાશ વાળે છે. વારૂ, તને કાંઇ બીજો વિચાર છે? નામવર સુલતાન શેહેરીયાર ( અલ્લાહ તને સલામત રાખે ) પછી સમરકંદની શેહેનશાહતનો તાજદાર માલેક તું થશે એ ખરૂંની;

"હા. ખરૂં."

"ત્યારે વિચાર કર, એ ડાહયા રાજકુંવર! કે સિલસિલાબંધ ઉતરતો આવેલો એ વંશવેલો તારા એવા વિચારોથી તારી

હયાતી બાદ શેહેનશાહતનું નખ્ખોદ નહીં વાળશે ? જેમ તારા બપા વાની ગાદીપર તારો નામવર બાપ બેઠો જેમ તારા બાપની ગાદીપર તું હકદાર વારસ પાદશાહીની લગામ લેશે, તેમ તારી હયાતી બાદ તારો રાજ-વારસ નહિ હશે તો આ બોહળી શેહેનશાહતનું શું થશે ? સેંકડો વર્ષોથી મચેલું રાજ-તાજ તારા એક ફાંટાખોર વિચારને લીધે જડમુળથીજ તારાજ થઇ જશે તેનો તને કાંઇ વિચાર છે ? રાજ્યના શત્રુઓ ચઢી આવી સેહેલાઇથી સરવે હકુમત હાથ કરી લેશે-તાજો તખ્ત તારાજ થઇ રાજ્ય બરબાદ થશે! અફ્સોસ ! ઓ શાહજાદા સલીમ ! એ તને શું સુઝે છે ? તારા બખ્તાવર ગ્રહો સુર્યમંડળમાં કાંઇ ઉંધી ચાલ ચાલતા હોવા જોઇએ ત્યાં વગર એવી ઉંધી બુદ્ધિ તને સુજે નહીં ! મારા જેવો શેહેરબદર થયલો એક શાહજાદો એવા વીચાર, ધરાવે, તો, તે પણ નીભે નહિ, ત્યારે તું, કે જેની ઉપર આખી શેહેનશાહતનાં ભવિષ્યનું સુખ લટકેલું છે, તે એવી રીતે જાણી જોઇને રાજ-તાજની બરબાદી કરનારા બેહુંદા વિચારોને વશ થાય એ સમરકંદની પ્રજાનાં કમકીસ્મત શિવાય બીજું શું દેખાડે છે ! દુનિયાની પેદાયશમાં કુદરતે દરેક ચીજની જોડી બનાવી છે. સુર્યની જોડે ચંદ્ર આપ્યો છે રાતની જોડે દીવસ બખસ્યો છે. ભરતીની પાછળ ઓટ કીધી છે જુવાની પછીનો બુઢાપો બખસ્યો છે-રોશનીની પાછળ અંધકાર આપ્યો છે-સુખની પાછળ દુઃખ ઉત્પન્ન કર્યુંછે અને તેમજ પુરૂષની જોડે સ્ત્રીને જોડી આપી છે, તેના નિર્માણ કરેલા કાયદાઓને અદના આદમ જાતથી કદી ફેરવી શકાતા નથી. સ્ત્રી જાતી તરફનો તારો અભાવ

એ પણ કુદરતનાજ કાંઇ માર્મીક ભેદમાનો ભેદ હશે પણ તેથી એક સંસારી માણસ તરીકે સંસારમાં રહીને સંસાર, સુખ તરફ તીરસ્કાર બતાવવાનો તને કશો હક નથી ઓરબી તારાં આ પગલાંથી તું તારી તરફ કુદરતનો ગોયા ખોફ ઉસ્કેરે છે. મુળ વગર ઝાડ હોતું નથી અને ઝાડ વગર ફળ પ્રાપ્ત થતું નથી. જે નિયમ પર આપણા વડીલો ચાલતા આવ્યા તે નિયમપર આપણે ચાલવું એમાં શરમ નથી. કુદરતે બક્ષેલા હક હેવાન પણ ભોગવે છે, તો આપણે ઇનશાન છતાં તેની બેમુલ પેદાશનો ઇનકાર કરવો એ તેનો ગુનાહ કરવા બરાબર છે. અય શાહજાદા! કદાચ તેં સ્ત્રી જાતિને બેવફાઇમાં બે પાંચ નમુના દુનિયા દરમયાન જોયા હશે અને તેથી ચોંકી-ચમકીને અબળા જાત તરફ તીક્ષણ લાગણી ધરાવતાં શીખ્યો હશે. જો તેમજ હોય તો તેમાં કુદરતને ઇનસાફ નથી. સ્ત્રી જાતમાં બેવફાઇ છે અને પુરૂષમાં નથી એમ નથી, બધાજ પુરૂષો ફીરેસ્તા હોતા નથી! તેમ બધીજ સ્ત્રીઓ ભલી હોતી નથી બંનેનું સમતોલપણું સરખું છે. અપવાદ બન્ને પક્ષમાં છે, બે પાંચ બાનુઓ બેવફા થઇ હોય તેથી તમામ ઓરત જાતને કલંકિત સમજવી એ ડાહ્યા પુરૂષનું કામ નથી. કેટલીક વાર કેટલાક પુરૂષો સ્ત્રીઓને બાજુએ બેસાડે એવી બેવફાઇ બતાવે છે. હવે કહો શાહજાદા સલીમ કે ત્યારે સ્ત્રી જાત તો પુરૂષ-વર્ગને બદનામ નથી કરતી? સમરકંદની શેહેનશાહતમાં વસ્તો એક ગરીબ ઘાંચી કે મુફલેસ મોચી એમ ધારે કે હું નહિ પરણું તો તે ઘડીભર ચાલી શકે (જો કે તે કુદરતને સામો ગેરઇનસાફ કરે છે) પણ સમર-

કંદનો શાહજાદો, જે શેહેનશાહતનાં ભવિષ્યનો તાજદાર પાદશાહ છે અને જેનાં સુખપર પ્રજાની સર્વે સુખોનો આધાર છે તે પોતેજ સંસારમાં રહી સંસારી માણુસ નહિ બને તો તેની કમનસીબ પ્રજાનું શું થાય? ઓ શાહજાદા તું દાનાવ છે ને દુર અંદેશ છે. કોઇનો નહીં તો તારી પ્રજાનો ખ્યાલ કર કે તારી પાછળ તું વગર વારસે મરણ પામે તો તેનું શું થાય? તલવાર વિનાની મિયાન શું કરી શકે? બસ બસ! શાહજાદા, જો તું સંસારમાં સ્ત્રી–જાતિનો શત્રુ બને તો તારી રૈયતના લાભને માટે હું ઇચ્છીશ કે સમરકંદ જેવી સુખી શેહેનશાહતો આ પૃથ્વીપર હસ્તીજ નહીં પામેલી ભલી!'



## પ્રકરણ ૨૧ સું.



### એક તલેસ્માતિક પંખેરૂ.

"ઓરતજાત તરફ કુદરતે પોતેજ મને અભાવ ઉત્પન કર્યો હોય ત્યાં હું શું કરી શકુ' બિરાદર સમબુલ?" યુવરાજ સલીમ બોલ્યો. શાહજાદા સમબુલનાં અસરકારક સંભાષણે જોકે તેના મગજપર પુરતી અસર કરી નહીં હતી, તે છતાં, તેનાં વિચારોનું વાસ્તવિકપણું તેનાથી નાં પડાયું નહિ, જેથી તે લગાર લજવાઇને

બોલ્યો. "જે તારા વિચાર છે તેજ વિચાર નામવર પેદર પણ ધરાવે છે."

"તારા નામવર પેદર મારા વિચારને મળતા છે એમ જાણી હું અતી આનંદ પામું છું અને મારી દલીલોને તેથી ટેકો મળેલો સમજું છું." સમખુલ બોલ્યો. "દુનીયાની ઉત્પતિનાં કુદરતે મુકરર કરેલા કાયદાઓને તોડવા જેવા તારા ત્રિભંગી વિચારો કોઇ પણ ડાહયો પુરૂષ પસંદ કરવાનો નથી, માટે ઓ દાનાવ સલીમ ! હજી પણ કાંઇ લાંબો વિચાર પુંગાડ. કે જેમાં તારીજ નહિ પણ તારી બોહળી રિયાસતની આબાદી છે."

"નહીં, એ વાત મને માફ કર ! દોસ્ત સમખુલ ! હું તારી કને માગી લઉં છું કે તું આજ પછીથી મારી આગળ એ વાત ફરીથી કરતો નાં !" શાહજાદા સલીમે છેડો છોડાવીને કહ્યું.

"લાચાર છું ! નહીં કરીશ !"

તે પછીથી શાહજાદા સમખુલે યુવરાજ સલીમ આગળ પરણુવા–અદરાવાની વાત બિલકુલ કાઢી નહિ. એવા એક મક્કમ વિચારનાં માણસને કેમ કબજામાં લાવવો તેના અનેક અદેશામાં સમખુલ રાત–દહાડો ગીરફતાર રહ્યો. અંતે તેને એક વિચાર સુજ્યો. બુઢ્ઢી બરમલાની હાજરી વિના અને તેની અનેક તલેસ્માતિક શક્તિના અદભુત દેખાવો દેખાડયા વિના આ મમતખોર માનવી વશ થનાર નથી એમ તેણે ખાત્રીથી માન્યું અને પ્રસંગોપાત તેણીને હેરાત શેહેરથી સમરકંદમાં બોલાવવાનો મનમાં ઠરાવ કરી તુરત વેળા તે ચુપ રહયો.

દરબારમાં બનાવેલા પ્રયોગની ચર્ચા આખાં સમરકંદ શેહેરમાં વિજળીની ઝડપે ફેલાઇ ગઇ અને સર્વ લોકો દાંતમાં આંગળી પકડી શાહજાદા સમશુલની તલેસ્માતિક શકિત વિષે તારીફ કરવા લાગ્યા. એવી એક વિલક્ષણ વિદ્યા જાણનાર રાજવંશી જવાનની સોબતમાં શાહજાદા સલીમને મુકવા માટે શહેરે સમરકંદની તમામ રૈયત સુલતાન શેહેરીયારની તારીફ ગાવા પડી.

વચ્ચે બે માસ વહી ગયા. શાહજાદો સલીમ તે અરસામાં અનેકવાર શેકારગાહે જઇ આવ્યો, જ્યાં અલબતાં શાહજાદો સમશુલ તેની સેવામાં સાથેજ હતો. શેકારબાજી અને તીરંદાબાજીમાં તેણે બતાવેલી બહાદુરીથી શાહજાદાના મગજપર એટલી અસર થઇ કે જેમ જેમ દીવસો વેહેતા ગયા તેમ તેમ તે શાહજાદા સમશુલને વધુને વધુ ચાહવા લાગ્યો. ખુદાનું કરવું એવું થયું કે શેકારની એક રમતમાં શાહજાદા સલીમના જમણા પગનો થાપો હાડકું ભાંગીને તમામ છુટો થઇ ગયો અને શેકારગાહમાંથી ડોળીમાં નાંખીને તેને રાજમેહેલમાં લાવવામાં આવ્યો. સુલતાન શેહેરીયાર અને દરબારનાં અમીર ઉમરાવોની દોડાદોડી થઇ રહી તથા હકીમ પર હકીમોની તલબ થઇ. આખું સમરકંદ આ નાખુશ સમાચાર સાંભળી શોકમાં ગીરફતાર થયું અને રાજકુંવરનાં મેહેલ આગળ ગંજાવર ગીરદી ભેગી થઇ, શાહજાદા તરફની પોતાની અનંત પ્રીતાગીરીમાં સર્વ કોઇ દિલસોજ પુછપરછ કરવા લાગ્યાં. શાહજાદા સમશુલે નામવર સુલતાનને ઘણાં દુઃખ સાથ ખબર આપી કે એક ખુબસુરત હરણની પાછળ બેઅંદાજ ઝુકાવી દઇ અમો સર્વની

મનાઇ છતાં શાહજાદાએ આ જીવ સટોસટ અકસ્માત પોતાને હાથે, હોરી લીધો હતો! કામેલમાં કામેલ હકીમો થાપાનું છુટું પડેલું હાડકું તેની કુંચીમાં પાછું સાંધવાની કોશેષ કરવા લાગ્યા, પણ તેમાં તેઓ ફતેહમંદ નીવડયા નહીં. શાહજાદો એક બચ્ચાં મિસાલ મોટા મોટા પોકારો મારી બે અખત્યાર રડતો હતો અને જ્યારે રડી રડીને થાકી જતો ત્યારે કલાકો સુધી બેશુદ્ધિમાં પડતો! આવી રીતનો અચાનક ગજબ આવી પડેલો જોઇ સુલતાન શેહેરીયાર, સુલતાન નુરમહાલ તથા રાજકુટુંબની બીજી તમામ બેગમો તેમજ અમીર ઉમરાવોને શાહજાદાની જીંદગી વિષે ભારે ફિકર પેદા થઇ, શાહજાદા સલીમ જોડે શાહજાદા સમબુલ ઉપરાંત એક મોટો શેકારી રેસાલો શેકારગાહે ગયલો હતો, જેના એકેએક શેકારીએ સુલતાનને ખાત્રી આપી કે શાહજાદા સમબુલની પુંકળ સમજાવટ છતાં તે મનહરણુ હરણીની પુઠ યુવરાજ સલીમે નહિજ છોડવાથી અને પોતાનો તેજી અસ્પ તેની પુઠે બેઅંદાજ ઝોકાવવાથી આ પરિણામ આવ્યું હતું. શાહજાદા સમબુલ ઉપર સુલતાન શેહેરીયારને કશી ખફગી તો ન હતી પણ આ ખુલાશા પછી તેને કાંઇ પણ શંકા હોય તો તેઆ નીકળી જવા પામી અને તે ડાહ્યા રાજપતિએ "તકદીરનાં લેખ" શિવાય બીજા કોઇનો વાંક કાઢયો નહીં,

એક અઠવાડિયું સુધી રાત ને દહાડો શાહજાદા સલીમે બીકલમાં ફસેલી ગાયની માફક બરાડો પાડી પોતાનો વખત પસાર કીધો પણ કોઇબી હકીમનો ઇલાજ ત્યાં કારગાહ

થયો નહિ. અંતે શાહજાદા સમણુલથી તે દયાજનક દેખાવ નહીંજ તમોશ થઇ શકવાથી સર્વેની સમક્ષ તેણે નામવર સુલતાનને અરજ કીધી કે જો તું તાજવર રજા આપે તો મારી તલેસ્માતિક શકિતનાં પ્રયોગે શેહેર ચમનની હું મારી બુઢ્ઢી બરમલાને અબઘડી અહીં તેડું અને તે પોતાની એજમતી શકિતથી આ બલામાંથી નામવર શાહજાદાનો છુટકો કરે."

સુલતાન શેહેરીયાર તો શાહજાદાપર પડતી આફતથી ગોયા ઘેલો બની ગયો હતો. કોઇ પણ ઉપાય કરવા-કરાવવાને તેની મના હતી નહીં કોઇ પણ રીતે શાહજાદા સલીમને સુખ થાય તે જોવાને તે ઇચ્છતો હતો, તેથી શાહજાદા સમણુલે કરેલી અરજ તેજ પળે સ્વીકારી તુરત હુકમ આપ્યો કે "એ કામ બાખુશી તેં કરવું. જેમ બને એમ ઝડપથી બુઢ્ઢી બરમલાને અત્રે દાખલ થાય એમ કર! હકીમોએ હારી ખાધી છે અને મારી નુરેચશમની જીંદગીથી હવે મેં હાથ ધોયા છે, માટે બુઢ્ઢી બરમલાના તલેસ્માતિક પ્રયોગથી જો મારો ચેરાગ બચે તો યાદ રાખજે ઓ શાહજાદા સમણુલ, કે તને અને બુઢ્ઢી બરમલાને મારી બક્ષેસનાં વર્ષાદથી હું દાટી નાંખીશ. ખુદા ખાતર, ઓ ભાઇ! તું તારો પ્રયોગ ચલાવ! અને જો તેની બરક્કતથી મારો શાહજાદો આ બલાથી બચવા પામશે તો હુંજ નહિ પણ સમરકંદની તમામ શેહેનશાહત તારા જન્મોજન્મનાં આભારમાં રહેશે!"

સુલતાન શેહેરીયારના ઉપલા શબ્દો શું દેખાડતા હતા? એજ કે તે પોતાની એકપુરી ઉમેદને માટે અતી અધીરો બન્યો હતો

અને જે વખત જાય છે તેમાં તેના જીંદગીનો અંત આવી પુગ-
વાની હેબતનાક ધાસ્તીથી ફાટી રહયો હતો. શાહજાદા સમણુલે નામ-
વર સુલતાનને ધીરજના સખુનો કહી ત્યાંને ત્યાં તુરત પોતાનો વિલ-
ક્ષણ પ્રયોગ અજમાવવાની તૈયારી કરવા માંડી. આખો મહેલ
શાહજાદાની આ અચાનક માંદગીને લીધે અમીર ઉમરાવો અને
પ્રજાના પ્રતિષ્ટિત પુરૂષોથી ચીકાર થઇ ગયો હતો. જે દીવાનખા-
નામાં શાહજાદો તરફડતો હતો તેને માથેના ઝરૂખાપર જનાનાની
તમામ બેગમો રડમસ ચેહેરે બેઠી હતી, જેમાં વડી સુલતાના નુર-
મહાલનો કકલાત નહી સહન થઇ શકે એવો હતો.

પ્રથમ શાહજાદો સમણુલ હમામખાનામાં ગયો અને નાહી
ધોઇ બદન પાક કરી એક શુદ્ધ પોશાકમાં સજ્જ થઇ પેલું એજ-
મતી હથિયાર હાથમાં પકડી શાહજાદાવાળાં દીવાનખાનામાં આવ્યો
જ્યાં તેના પ્રયોગની પવિત્રાઇને માટે દીવાનખાનાનો મોટો કીમતી
ગાલીચો વાળી લઇ નાનો કસબી ગાલીચો બીછાવવામાં આવ્યો
હતો. આ વખતે સારે નસીબે શાહજાદો સલીમ પોતાને થતી અસહ્ય
કળતરોથી બુમો મારતો થાકી જઇ બેશુદ્ધિમાં બધ પડયો હતો,
અને હકીમો તેને શુધ્ધિમાં લાવવાની કોશેષ કરી રહ્યા હતા તેટલાં
શાહજાદા સમણુલે પોતાનું કામ શરૂ કર્યું. એક સોનેરી પ્યાલામાં
મેલેલાં પાણીથીં પ્રથમ તે હથિયારને પાક કરી લોબાન અને બીજી
ઉંચ સુગંધીઓથી ધુપી તેણે પોતાના એજમતી કલામો પોતાના
હોઠપર બરબડવા માંડયા. એકેએક ઇન્તેજાર આંખ તે વખતે તેના
પ્રયોગ પર ટીકાયલી હતી. પ્રથમ તેણે તે હથિયાર જમણા હાથમાં

લઇ પોતાની પીઠ પાછળથી ડાબા હાથમાં લીધું પછી વાંકો વળી પગની નીચેથી ડાબા હાથે પસાર કરી માંથાં પર લઇ જઇ જમણાં હાથમાં પાછું લાવી પોતાનાં દાંતપર મુકયું ! દાંત પર મુકી તેણે બન્ને હાથની અદબ વાળી આંખ્યોને આકાશ તરફ વળગાવી ! તે હથિયાર દાંતપર માત્ર પોતાની અણી અટકાવી ઉભું રહ્યું અને પછી આસ્તે આસ્તે અધર બની ઉપર ચઢવા લાગ્યું ! તે દીવાન-ખાનાંની ભવ્ય ઉંચાઇ સુધી ઉપર ગયું અને જ્યારે શીલીંગને અથ-ડયું ત્યારે સેંકડો મઘમઘતાં રંગ બેરંગી પુષ્પ તેમાંથી શાહજાદા સમણુલનાં આંગપર પડવા લાગ્યાં. તે ફુલો શાહજાદો સમણુલ પોતાની ઉભેલી હાલતમાં ગળાં સુધી દટાઇ ગયો ત્યાં તુલીક પડયાં અને પછી બંધ થઇ ગયાં ! ફુલો પડતાં બંધ થતાંજ. પેલુ હથિયાર ગોળ ચક્રાવામાં ફરતું પાછું નીચે ઉતરવા લાગ્યું અને શાહજાદા સમ-ણુલનાં હોઠને આવી અથડતાં અજાયબ જેવી રીતે ગુમ થઇ જઇ તેને બદલે રંગબેરંગી પીછવાળું એક સોનેરી પંખેરૂં ત્યાં બેઠેલું સૌ કોઇને નજર પડયું !

---

## પ્રકરણ ૨૨ મું.

### તીરસ્કારનું ફળ.

તેજ વખતે આખા મેહેલમાં એક દીલખુશ સુગંધ ફેલાઇ ગયો અને તેનો બહેકાદ મેહેલની બાહેરનાં મોટાં ચોગાનમાં ઉભેલાં

હજારો માણસોમાં વીજળીની ઝડપે પસરી જવાથી એ લંપટ કયાંથી આવે છે તેની તેઓમાં અતી ઇન્તેજારીથી આતુર પુછપરછ ચાલી રહી.

શાહજાદા સમશુલનાં હોઠપર તે બેઠેલું તે સોનેરી પંખેરૂં એવું ખુબસુરત હતું કે ત્યાં ભેગી મળેલી ઠઠ્ઠમાંથી એકે એક જણ તેને વંખાણ્યા વીના રહ્યું નહિ! સુલતાન શેહેરીયાર વડો વજીર અબુહુસેન, વડો અમીર અફઝુલખાન તથા દરબારનાં તમામ અમીર ઉમરાવો તથા ઝરૂખાપર ગમખાર હાલ બેઠેલી જનાનામાં સર્વે બેગમો તે દિલખુશ પરંદાંને જોઇ દાંતમાં આંગળી પકડી ઘડીભર હેરત રહી પોતાનું દુઃખ ભુલી ગયાં, માણસ જાતનાં જોવામાં કદી નહીં આવેલું એવું તે એક પરસ્તાંની પખેરૂ હતું, જે પોતાની સુંદર ડોક કબુતરની માફક એમથી તેમ ફેરવી પોતાની ચંચળ આંખ્યોથી ત્યાંનો દેખાવ જોઇ રહ્યું હતું.

આખા મેહેલમાં ખુદાની ખલક ભેગી મળેલી હોવા છતાં તે વખતે ચુપકીદીએ ત્યાં પોતાનું અસાન રાજ્ય એટલી ગંભીરતાથી ફેલાવ્યું હતું કે એક ટાંચણી પડે તો તેનો અવાજ પણ સર્વ કોઇ સાંભળી શકે એમ હતું! પેલું અતિ ખુબસુરત પંખેરૂં બે ત્રણ મિનીટ સુધી ચોતરફ ડોક ફેરવ્યા પછી એવા સુંદર હલકથી ગાવા લાગ્યું કે જાણે કોઇ મધુંર કંઠવાળી નાજુક નાજનીન ગાતી હોય તેમ જણાયું! ગાયણ પુરૂં કરી રહી શાહજાદા સમશુલના હોઠ-પરથી આસરે બે ગજની ઉંચાઇએ પોતાની પાંખ ફફડાવ્યા વગર તે ઉંચકાયું કે જે વખતે તેના બંને પગમાં પેલું એજબતી હથી-યાર પકડેલું હતું!

હવામાં અદ્ધર ઉભું રહી તે. તલેસ્માતિક પંખેરાંએ એવી સિફ્તથી એક ગુલાંટ ખાધી કે તેના પગ ઉપર ઉંચકાતાં સાથેજ પેલું હથિયાર તેના પગમાંથી છુટી જઇ હવામાં સૌથી ઉપર અદ્ધર લટકી રહ્યું. હથિયાર છુટું થતાંજ પેલાં પક્ષીએ પુછ્યું. "કેમ શાહજાદા સમબુલ! મને શા માટે યાદ કરી.

"પવિત્ર બરમલા! તલેસ્માતિક શક્તિઓની મહારાણી! તારા પવિત્ર કદમ આ મેહેલનાં માલેકને મુબારક થજો! શાહજાદા સમબુલે આંખ ઉઘાડી જવાબ આપ્યો. સમરકંદના નામવર સુલતાન શેહેરીયારને તારી સેવાની જરૂર પડી છે અને તેથી તને અહીં સુધી તસ્દી આપી છે."

"ભલી મનસનીનાં ભલાં માનવીઓપર અલ્લાહતાલાની અહો નીસ નિગેહબાની છે." પેલું પક્ષી બોલ્યું. હજી તે હવામાં અદ્ધરજ હતું અને તેના માથાંપર પેલું એજમતી હથિયાર તમામ સ્વતંત્રપણે ગોળ ચક્રાવો ફરતું ચકચક પ્રકાશી રહ્યું હતું. "સુલતાન શેહેરીયાર જેવા ભલા રાજપતિપર અલ્લાહ નાખુશ હોય એમ બનેજ કેમ? બોલ, ઓ શાહજાદા સમબુલ! જલદીથી બોલ કે તું શું કહેવા માગે છે અને સમરકંદની બોહોળી શેહેનશાહતપર આજે શી રીતની આફ્ત આવી પડી છે."

જેની જીંદગીપર શહેનશાહતની ભવિષ્યની આબાદી અટકેલી છે એવા આ રાજ્યનાં એક પુરા યુવરાજ સલીમને શેકારગાહમાં એક મોટો અકસ્માત થવાથી તેની જમણી જાંગનો થાપો ભાંગી ગયો છે અને કાબેલમાં કાબેલ હકીમો પોતાની કોશેષ હારી

ગયા છે. બારે હકતાલાની પસંદ કરેલી ઓ પવિત્ર બરમલા! તું તારી એજમતિ શકિત અજમાવ! અને આ મારી આફતમાંથી શાહજાદાનો છુટકો કરી શેહેનશાહતમાં બરપા થયલી માહેતમપર શાંતિનું પાણી છાંટ! સુલતાન શેહરીયાર આ ગજબથી ફાટી રહયો છે અને તું પવિત્ર માવતરની માનપુર્વક મદદ માંગે છે."

"મદદ? મારી મદદ?" પેલું સુંદર પંખેરૂં, જે કોઇજ નહીં પણ તે રૂપમાં બુઢ્ઢી બરમલા હતી, તે બોલ્યું. "એક ઇનશાનની શી મકદુર કે પાક પરવરદેગાર જે તમામ કુદરતને એકલો પેદા કરનાર છે તેની કુમક વગર કોઇને મદદ કરી શકે? વાસ્તે, ઓ શાહજાદા સમળુલ? એમ બોલ કે સુલતાન શેહેરીયાર તે પવિત્ર પિતા, જે બન્ને જેહાનનો હસ્તીમાં લાવનાર અંદીક બાપ છે તેની તે મદદ માગે છે."

"મારી ભુલની હું માફી ચાહુ છું." શાહજાદો સમળુલ પોતાનાં બન્ને હાથ ફુલોનાં ઢગલામાંથી બાહેર કાઢી હાથજોડીને બોલ્યો. "પાક અલ્લાહ, જે તમામ ખલક અને ફલકનો નિરાકારી બાપ છે, તેની મદદ શાહજાદા સલીમની આફત દુર કરવા નામવર સુલતાન શેહેરીયાર સર નમાવી માગે છે અને તે ગેબી માલેકનાં એક પવિત્ર પ્રતિનિધિ તરીકે તને તે અહીં અરજ કરે છે."

"આફરીન! આફરીન!" તે ખુબસુરત પંખેરૂં ખુશ થઇ બોલ્યું, દરેક આદમ પોતાની આફત દરમ્યાન તે પાક પેદા કરનારને પહેલાં યાદ કરવાનું ભુલી નહીં જાય તો તેની મુશ્કેલી તુરત ટળી જાય છે. હકીમો શું કરે? તેઓ પોતાના એલમનાં જોરે

ઉપાય કરી શકે, પણ મદદગાર થવાનું કામ તો તે ગેબી માલેકનું પોતાનું છે. ફિકર નહીં ? શાહજાદા સલીમપર અચાનક આવી પડેલી આ મોટી આફતનું ગીરદેશી ભરયું અઠવાડયું આજે પુરૂં થયું છે અને ગ્રહમંડળમાં તેના બુલંદ સતારાઓ, જેઓ પોતાની ચાલ ચુકી ગયા હતા, તેઓને તે પરમકૃપાળુ પિતાએ પાછા ખરા રસ્તાપર મુકયા છે. **કુદરતની એક બેનમુન બક્ષેશ તરફ શાહજાદા સલીમે કશા પણ સબબો વિના રાખેલા તિરસ્કારનું એ એક ગુપ્ત ફળ છે.** પણ જે વખત જાય છે તેમાં તે વિચારો પણ એ ડાહયો રાજકુવર તર્ક કરશે અને રૈયતમાં ઉઠેલી માહેતમ પોતાનું ન્હેસ્ત કદમ અહીંથી સદાનું દૂર થઇ જશે."

એજ વખતે પેલા પક્ષીએ પોતાના મોહડામાંથી એક ખુશબોદાર ધુંવો બાહેર પાડયો, જે નીકળતાંજ શાહજાદો સમજુલ જે ફુલોનાં ઢગલામાં ગર્ક થઇ ગયલો ઉભો હતો, તે ફુલો અજબ જેવી રીતે ત્યાંથી નાબુદ થઈ ગયાં !

"બાજુ થા ! આ ગલીચાપર મારી જગ્યા કર !" એમ બોલી પેલું પક્ષી સરસર કરતું નીચે ઉતર્યું અને શાહજાદો સમજુલ ઝટ ખશી જઇ કરી આપેલી જગ્યાપર આવી લાગતાંજ, ગલીચાને પગ લાગ્યા બરાબર ગુમ થઇ ગયું !

પક્ષીનું ગુમ થવું અને તેજ જગ્યાપર સોનાની એક મોટી ડેગનું નમુદ થવું એક થયું. તે કઢા કકળી રહી હતી અને વગર આવસે તેમાનાં લાલ પાણીમાં કકળા આવતા હતા.

"યાદ કર! યાદ કર! ઓ સમશુલ! તે ગેબી માલેકની યાદ કર! તે નિરાકારી સાહેબની સર્વ સાંભળે તેમ સ્તુતિ કર!" પેલી કકડતી કઢામાંથી એક અવાજ સંભળાયો.

તુરતજ શાહજાદો સમશુલ તે કઢાની પાસે ગલીચાપર ગુંઠણ્યુ મંડિયે પડયો અને નીચલી ઇશ્વર સ્તુતિ બોલવા લાગ્યો :—

## (કવિતા)

તેરો નામ, તેરો કામ, તુંહી હામ, તુંહી રામ,
તુંહી મન, તુંહી તન, તુંહી ધન—ધામ હે;
તુંહી કોલ, તુંહી તોલ, તું સાહેબા હે અમોલ,
તુંહી સાથ, તુંહી નાથ, તુંહી નેક નામ હે;
તુંહી શકિત, તુંહી ભકિત, તુંહી મુકિત દેનેહાર,
લેનેહાર મેં ગુલામ, ગુની તું તમામ હે;
દાદી રટે દીન-રાત, તુંહી માત, તુંહી તાત,
રામ—રામ* લાખ કહે, તુંહી એક રામ હે!

* (જેમકે ગણુપતરામ, સીતારામ, રાજારામ, કૃષ્ણુરામ ઇત્યાદી.)

શાહજાદો સમશુલ છેલ્લી લીટી બોલી રહે તેટલાં પેલી કઢામાંથી એક બુઢિયા ઓરતનું રૂપેરી ડોકું બાહેર આવ્યું!

સર્વ કોઇ ચકિત થયા! ત્યાં ભેગી મળેલી ખુદાની ખલક જાણે કોઇ જાદૂગરનાં તલેસ્માતિક સ્થળમાં ઉભી હોય તેવું હેરતમંદી ભર્યું ગંભીર ચીત્ર ત્યાં ઉભું થયું! સુલતાન શેહેરીયાર અને સુલતાનના તુરમહાલ ઘડીભર પોતાનો ગમ ભૂલી ગયાં અને પરવર-

દેગારનો પવિત્ર પ્યાર પામેલી તે બુઢ્ઢી બરમલા જે હેરતમંદી ભર્યા પ્રયોગો ત્યાં ભજી બતાવતી હતી તે ઉપર અચરતીની ઉંડી લાગણીઓ વચ્ચે સર્વ કોઇ ડોળા ફાડીને જોવા લાગ્યાં!



## પ્રકરણ ૨૩ મું.



### બુઢ્ઢી બરમલા.

હળવે હળવે તે બુઢિયા ઓરતનું રૂપેરી ડોકું ઉપર ચઢવા લાગ્યું અને કમ્મર સુધીનો દેખાવ સર્વ કોઇ સ્પષ્ટ જોઇ શકયા. તેણીની આંખ્યો મીચેલી હતી અને હોઠ કાંઇ ગુપ્ત કલાંમો બરબડતા હતા!"

"બુઢ્ઢી બરમલાના કદમ મુબારક થજો આ મેહેલમાં!" શાહજાદો સમશુસ બોલી ઉઠયો અને એક માનપુર્વક નમન કરી તે હાથ જોડી ઉભો રહયો. "સાવધ થાઓ, પવિત્ર માતા સાવધ થાઓ!"

"અલ્લાહની બરકતથી હું સદા સાવધ છું." તેણીએ હવે આંખ ઉઘાડી જવાબ આપ્યો. "અહીં બનેલી બધી બીનાથી મારાં પવિત્ર તપોબળને પ્રતાપે હું માહીતગાર છું. કયાં છે શાહજાદો સલીમ, બેટા?"

"આ રહયો અમારો પ્રતાપી યુવરાજ! તે આ બિછાનામાં પડેલો છે અને પોતાના મોટાં સંકટમાં પરવરે પાકની મદદગારી ઇચ્છે છે." શાહજાદો સમજુલ બુઢ્ઢી બરમલાએ પુછેલા પ્રશ્નનો ઉત્તર આપે તે આગમજ સુલતાન શેહેરીયાર ઉઠી ઉભો થઇ એક નમન બજાવી બોલ્યો.

"તારી ગાદી આબાદ અને ચેરાગ રોશન રહો! સુલતાન શેહેરીયાર! તારી જીંદગી સુધી તું બરકરાર રહેજે!" બુઢ્ઢી બરમલાએ આશિષ આપ્યા. હજી તેણી ધીમે ધીમે પોતાનું આખું અંગ બાહેર કાઢતી હતી અને સર્વની નજર તે ઉપર અતિ આતુરતાથી ટીંગાઇ રહી હતી!

ખુદાના પવિત્ર નામની સરવ કોઇ યાદ કરો! તે ગેબી માલેકનું સાચાં અંતઃકરણથી ધ્યાન ધરો! તે દસ્તગીર દાવર વીના શાહજાદા સલીમની જીંદગીનું બચવું કોઇને આભારી નથી માટે ખરાં દિલથીં તેનું ચીંતવન કરી તેની મદદ માંગો!" બુઢ્ઢી બરમલા બોલી અને તેના ફરમાવ્યા મુજબ સર્વ કોઇ તે નિરંજન નિરાકારને યાદ કરવા પડયાં.

"બંધ આંખે યાદ કરો! ઉઘાડી આંખની બંદગી દાદગર દાવરની ખરી દિલલગીને જલદી પહોંચી શકતી નથી!" ફરીથી તેણીએ ફરમાવ્યું.

ત્યાં હાજર રહેલાં એકેએક જણે આંખ બંધ કરી તે પાક અલ્લાહતાલાની એકેએક સાચી યાદ કરી અને જ્યારે આંખ ઉઘાડી ત્યારે તેઓ જોય શું કે પેલા ગલીચાપર નહિ તે પરહેજગાર ઓરત

જણાઇ કે નહિ પેલી સોનાની કઢા નજર આવી !

તે સર્વ દેખાવ ત્યાંથી વિજળીની ઝડપે ગુમ થઇ ગયો !

તેણી પોતે તો એક સફેદ સાલ્લામાં શાહજાદા સલીમના બિછાનાથી ત્રણ કદમ દુર ઉભેલી હતી !

એક કાળામાં કાળી સિધ્ધણનો રંગ અને બુઢ્ઢી બરમલાનો રંગ એક હતો ! તેણીનું માથું રૂપેરી બાલથી ભરપુર હતું. કદ ઠીંગણું અને ભરેલો-દેખાવ દમામદાર અને ગંભીર !

પેલું એજમતિ હથિયાર જે આટલો વખત ગલીચાપર પડી તથા સોનેરી દેગને માથે હવામાં અદ્ધર લટકતું હતું તે આ વખ્તે તેણીના ડાબા હાથમાં આવી પડયું હતું ! જમણા હાથમાં અકીકની એક હારડી હતી ! તેની આંખ્યો બંધ હતી અને હોઠપર તેણી કાંઇ માર્મીક કલામો બરબડતી જણાતી હતી !

" તું ખુશી તો હું ખુશી, પવિત્ર માલેક ! તું ખુશી તો હું ખુશી ! " થોડો વાર રહીને તેણી આ શબ્દો ધીમેથી બોલતી સંભળાઇ. "હવે તારી રજા છે ? બસ ! એટલુંજ ઇચ્છું છું." અને અહીં તેણીએ આંખ ઉઘાડી શાહજાદા સમશુલ તરફ જોયું, તે તેની સેવામાં પીઠ પાછળ ઉભેલોજ હતો !

" બેટા મારી સાંમે આવ ! "

" પવિત્ર માતા ! હાજર છું !"

" પરવરદેગારની આ પવિત્ર બક્ષેસને પાણીથી સાફ કર ! " જમણાં હાથમાં પકડેલી અકીકની હારડી શાહજાદા સમશુલનાં હાથમાં આપી બુઢ્ઢી બરમલાએ ફરમાવ્યું. " જલદી ! વખત નહીં લગાડ !"

સમભુલ તે હુકમ તુરત બજા લાગ્યો.

"તે ત્રીસ દાણાની હારડીમાંથી માત્ર ત્રણ દાણાનું કામ છે. હવે આ હારડીનો ગાંઠ છોડ!"

સમભુલે ગાંઠ છોડયો.

"જમણી બાજુનાં બે અને ડાબી બાજુનો એક મળી ત્રણ દાણા કાઢી મારા હાથમાં આપ!" સમભુલે હુકમ મુંજબ દાણા કાઢી બુઢ્ઢી બરમલાના હાથમાં આપ્યા.

"હવે આ હારડી ગાંઠ વાલ્યા વિના મારી કંમરે વીંટાળ!"

સમભુલ વિચારમાં પડયો કે જે હારડી એક બિલ્લસથી વધારે લંબાઇ ધરાવતી નથી તે બુઢ્ઢી બરમલાની જાડી અને જબરદસ્ત કમ્મરપર કેમ વીંટળાય! તે વીચારમાં પડયો કે બુઢ્ઢી બરમલા કેહ-વામાં કાંઈ ચુકી છે કે કેમ? એમ ધારી તેનાં મોહડાં તરફ જોવા લાગ્યો!

"જોય છે શું? જલદી કર!"

"પવીત્ર માતા! હારડી બિલ્લસ જેટલી બી નથી અને તમારી કંમર તો—"

"કાંઇ ફીકર નહીં બેટા! ખુદાનું કામ ખુદા કરશે" બુઢ્ઢી બરમલા જરા હસતો ચેહેરો કરી બોલી. "મારી સચ્ચાઇ અને પવિત્રાઇનું કાંઇ બળ હશે તો હારડી આપ મેળે લાંબી થશે!"

અને ખરેખર! શાહજાદા સમભુલે તે બિલ્લસ જેટલી હારડી જેમાં હવે માત્ર ત્રીસ દાણા રહ્યા હતા તે બુઢ્ઢી બરમલાની કંમરે વીંટાળવા માંડી તો તેની જાડી કંમર પર ચારે બાજુએ આખા

સાત આંટા ફરી વળ્યા ત્યાં સુધી તે પુરી થઇ નહી ! !

સત્યનું બળ તે એનું નામ !

કેવો અજબ ચમત્કાર ! સર્વ કોઇ તે મહાભારત પ્રયોગોથી ચકિત થઇ એકમેકનાં કોઢાં ભોપવા પડવાં !

" બેટા સલીમ ! "હું હવે તારી હાજરીમાં ખડી છું" થોડા-ચાર કાંઇ છુપ્પા કલામો બબડી બુઢ્ઢી બરમલા બોલી, અલ્લાહના પવિત્ર નામની તારાં તન-બદન પર છાયાં હોજો ! કયાં ગયો સમબુલ !"

" પવિત્ર માતા ! હાજર છું !"

" ગુલાબ-જલ મંગાવ !"

તુરતજ ગુળાબ-જલ લાવવામાં આવ્યું.

" એ ગુલાબ-જલમાં આ ત્રણ માંહેલો એક દાનો તમામ ઘસી કાઢ !"

"દરેક દાણો જુદાજુદા રંગનો છે. તેમાંથી કિયા રંગનો દાણો એ કામમાં લઉં, પવિત્ર માતા ?" સમબુલે શંકાશીલ થઇ પુછ્યું.

"કોઇબી ?"

"એક રૂપેરી તાસકમા તે ત્રણે દાણા મુકી તેમાંનો એક દાણો સમબુલ લેવા ગયો, પણ તે દાણાઓમાં કાંઇ એવી તલેસ્માતિક શકિત પેદા થઇ હતી કે, તેના હાથમાંથી કુદીને તે નીકળી જવા લાગ્યા !

" પવિત્ર માતા ! જેમ પારાનો દાણો પકડી શકાતો નથી, તેમ આ ત્રણે દાણાઓ કાંઇ અજબ તલેસમ બતાવી રહ્યા છે અને મારા હાથમાં આવી શકતા નથી."

"તેનું કારણ છે." બુઢ્ઢી બરમલા બોલી. "મારા સરપર ચઢી

ફરતાં પવિત્ર ખંજર પર નજર રાખી પેલો છુપો કલામ યાદ કર અને પછી વગર જોવે દાણા પર હાથ મુક—તરત ત્રણમાંનો એક તારા પંજામાં સપડાશે."

શાહજાદા સમશુલે બુઢ્ઢી બરમલાના ફરમાવ્યા મુજબ ગુપ્ત કલામ યાદ કરી ખંજર પર નજર રાખી તાસકમાં હાથ મુકયો અને તુરત એક આતશિયા દાણો તેના હાથમાં આવ્યો !

"હવે એજ તાસકમાં થોડું ગુલાબ-જલ રેડી એને ઘસી નાખ!

"અકીકનો એક દાણો ગુલાબ-જલમાં કેમ ઘસાસે, પવિત્ર માતા ?"

તું શંકાશીલ ના બન, સમશુલ! એ અકીક નથી. અકીકનાં રૂપમાં એ એક જાતનું આ બેહયાત છે. હું જેમ ફરમાવું તેમ તુરત બજાલાવ!" બુઢ્ઢી બરમલા પેલી તાસકમાં થોડુંક ગુલાબ-જલ નાખતાં બોલી. "ચાલ હવે એમાં એ દાણો ઘશી નાખ!"

સમશુલે દાણો ઘસ્યો અને બુઢ્ઢી બરમલાના ફરમાવ્યા મુજબ તે દવા એક ન્હાની પ્યાલીમાં લઇ લીધી.

"હવે એક બીજું કામ કર." બુઢ્ઢી બરમલાએ તે પ્યાલી પોતાના હાથમાં લઇ ફરીથી ફરમાવ્યું. નામવર સુલતાનની ઘોડ-શાળામાં એક 'અબલખી' ઘોડો તો હોવો જોઇએ.

છે-શાહજાદા સલીમનો પોતાનો માનીતો ઘોડો અબલખીજ છે.

"ત્યારે તેની યાલનો એક બાલ મંગાવ. પણ યાદ રાખજે અબલખી ઘોડાનોજ બાલ હોવો જોઇએ!"

"જેવો હુકમ, માતા!"

તુરતજ શાહજાદાના અબલખી ઘોડાના બાલમાંથી એક લાંબો બાલ લાવવામાં આવ્યો.

"ચાલ, હવે એ બાલમાં બાકીનાં બે દાણા માહેલો એક દાણો નાખ! પેહલાજ પ્રયોગ મુજબ કામ કરજે.

શાહજાદા સમણુલે વળી પાછી બુઢ્ઢી બરમલાનાં માથાં પર ગોળ ચક્રાવો ફરતાં એજમતિ હથિયાર પર નજર રાખી ગુપ્ત કલામ બરબડનાં પેલી તાસકમાં હાથ નાખી એક દાણો પકડયો અને અબલખી બાલમાં પોઇ તે પવિત્ર ઓરતના હાથમાં આપ્યો.

પોતાના જમણા હાથની મુઠ્ઠીમાં પકડી તેણીએ તે ઉપર એક ફુંક મારી અને પાછો શાહજાદા સમણુલનાં હાથમાં આપી કહ્યું:–લે, શાહજાદા સલીમને જે જગ્યાપર ઇજા છે તે જગ્યા પર આ દાણો ઝટ બાંધી લે!"

તુરતજ સમણુલ તે હુકમ બજા લાગ્યો.

"હવે આ પ્યાલીમાંની એજમતી દવા શાહજાદાનાં ગળામાં રેડ!" બુઢ્ઢી બરમલાએ પ્યાલી સમણુલનાં હાથમાં આપતાં ફરમાવ્યું.

"પવીત્ર માતા! શાહજાદો પોતાની શુધ્ધિમાં નથી." સમણુલે યાદ આપી. "કાંઇ ફીકર નહિ!" બુઢ્ઢી બરમલા ચીરડાઇને બોલી. તેના થથરાવી નાખનારા ગંભીર સાદે ત્યાં હાજર રહેલાંઓમાં એક જાતની દહેશત ઉત્પન્ન કીધી!" "તું તારૂં કામ કર!"

સોનાની એક ન્હાની ચમચીમાં પ્યાલીમાંથી દવા લઇ ત્રણવાર શાહજાદા સમણુલે શાહજાદા સલીમનાં ગળાંમાં રેડી. તેનાં દાંત બીડેલા હતા તે છતાં તે પાતળો–અગાહી આજુબાજુની ફાટમાંથી

વગર મુશ્કેલીએ ગળામાં ઝટ ઉતરી ગયો !

"હવે આ ત્રીજો દાણો મારા હાથમા આપ !"

આગળનીજ માફક અંજર પર નજર રાખી તે બાકી રહેલો છેલ્લો દાણો શાહજાદા સમજુશ્રે તાસકમાંથી ઉંચકી બુઢ્ઢી બરમલાના હાથમાં આપ્યો.

તે દાણો તેણીએ પોતાની ડાબી મુઠ્ઠીમાં પકડી તે ઉપર એક ચુંબન કીધું; પછી જમણી આંખ મેલી કાંઇ ગુપ્ત કલાંમ ભણી. તે બાદ દાબી આંખ પર મુકી તેજ મુજબ બરબડવા લાગી.

નજદીક પાંચ મીનીટ સુધી બંધ આંખ્યોએ હાથની અદબ વાળી મોહડું આકાશ તરફ ઉચુ રાખી તેણી સ્થિર ઉભી રહી અને પછી પોતાનાં બદનને સિફતથી એવું મરડયું કે પેલો દાણો જે ડાબી આંખના કોપટાંપર આટલોવાર સ્વસ્થ બેઠો હતો તે તેણીનાં મોહડાંમાં જઇ પડયો, જે તેણી તુરતજ ગળી ગઇ !

---

## પ્રકરણ ૨૪ મું.

### તલેસ્માતિક તખ્ત.

"બેટા સમજુશ્ર ! હવે એક કામ કર !" બુઢ્ઢી બરમલા આંખ ઉંઘાડી સિધ્ધા તાટ ઉભી રહી દમામદાર દેખાવે બોલી. તેણી જ્યાં ઉભેલી હતી ત્યાંથી બિલકુલ ખસી નં હતી અને હજીતુલીક

શાહજાદા સલીમનાં બદનને તો નહિ પણ તેનાં બીછાનાં વટીકને તેણીએ સ્પર્શ કર્યો ન હતો ! ટુંકમાં, આપણે ઉપર જોયું તેમ પોતાનાં તમામ તલેરમાતિક પ્રયોગો આગળ રહીને તેણીએ શાહજાદા સમશુલ્લ [ હેરાત શેહેરની હુસ્નબાનું ] ને હાથે કરાવ્યા હતા !

"બેટા સમશુલ્લ ! હવે એક કામ કર !" બુઢ્ઢી બરમલ્લા આંખ ઉંઘાડી બોલી. "જે દાણો શાહજાદાની જમણી જાંગપર બાંધવામાં આવ્યો છે તે દાણાને પંખો નાંખ!"

"પંખો ?"

"હા, પંખો ! મારો તલેસમ સફળ થશે કે નહીં તે જાણવાની એ એક છુપી તપાસ છે."

"શું પંખો કીધાથી થનારાં પરિણામનાં કાંઇ સારાં ચિન્હો આગમચથી જણાશે ?" શાહજાદા સમશુલે અચરત થતાં ઉલટ લઇ પુછ્યું.

"હા બેટા, જો શાહજાદાને ફાયદો થવાનો હશે તો તું જેમ જેમ પંખો નાંખતો જશે તેમ તેમ પેલો જાંગપર બાંધેલો દાણો ફુલીને મોટો થવા પામશે !"

"ખરેખર ?"

"હા."

"વારૂં, તે કેટલો મોટો થશે ?"

"એક મોટાં કદની કોબી જેટલો !"

"શુકર અલ્લાહતાલાના ! તેમ થાય અને શાહજાદો બચે એજ અમા સર્વના ખરાં દિલની દુવા છે."

"દસ્તગીર દાવર તે આમીન કરે! આમીન! આમીન!" બુઢ્ઢી બરમલાએ દુવા ચાહી અને આખી મિજલસે તે ઉંચકી લીધી.

તે પહરેઝગાર ઓરતના ફરમાવ્યા મુજબ શાહજાદા સમણુલ શાહજાદા સલીમની જમણી જાંગપર પંખો નાખવા બેઠો. પહેલી પાંચ મીનીટ સુધી તો કાંઇ જણાયું નહીં પણ પછી તે દાણામાંથી એક જાતનો ઝીણા અવાજ સાથે ધુમાડો નીકળી થોડા વારમાં બંધ થઇ ગયો, અને સમણુલ તથા સુલતાન શેહેરીયાર જોય શું કે પેલો જીણો દાણો બોર જેવડાં કદનો બન્યો હતો.

"દાણાનુ કદ વધતું ચાલ્યું છે." સમણુલે બુઢ્ઢી બરમલાને ખુશ ખબર કહી.

"બોર જેવડું થયું કે?"

"હા."

'હવે ખરેખર! તેમજ થયું! બીજી પાંચ મીનીટમાં શાહજાદાનાં બદન પર બાધેલો તે દાણો અખરોટ જેવાં કદનો બન્યો! જાણુવાજોગ તો એ હતું કે દાણો જેમ કદ બદલતો હતો તેમ પોતાનો રંગ પણ બદલતો જતો હતો!

બુઢ્ઢી બરમલાની ૩૩) દાણાની તે એજમતી હારડીમાંથી તેણીના ફરમાવ્યા મુજબ શાહજાદા સમણુલે ત્રણ દાણા ખેંચી કાઢયા ત્યારે તે અરધા ખુલ્લા અને રતાશ રંગના જુદાજુદા રંગના દાણા હતા. જ્યારે તેમાંનો એક શાહજાદાના બદન પર બાંધવામાં આવ્યો ત્યારે તે ખુલ્લા બદામી રંગનો હતો. જે બોરના આકારમાં વધ્યો ત્યારે પોપટીયા રંગનો બન્યો અને અખરોટનાં કદમાં દેખાયો ત્યારે તે

દીલખુશ કરનારો ખુલ્લો આતશિયા રંગ બતાવતો હતો!

"હું હવે રમલ પર બેસુ છું માટે બેટા સમખુસ! તને સોંપેલા કામપર સાબુત ધ્યાન રાખજે અને જ્યારે એ દાણો મોટી કોબીનું કદ પકડે ત્યારે મને ઇશારો આપજે. તેટલાં યુવરાજ સલીમ અલ્લાહતાલાનો કેટલો પ્રિય છે તે હું મારી રમલમાં જોઇ લઉં!"

અહીં બુઢ્ઢી બરમલાએ તેણી જ્યાં ઉભી હતી ત્યાં એક અજબ જેવો તલેસમ કરી બતાવ્યો. તેણીએ વાંકા વળી બેઉ હાથે પોતાના ટેટાં પકડી આંગને હવામાં અધ્ધર ઉંચક્યું! અને જમીનથી ખાસ્સી એક પુરૂષની ઉંચાઇએ જઇ ટેટાં છોડી દઇ જેમ જમીન-પર ઉભી હતી તેમ હવામાં કશાપણ ટેકા વગર સિદ્ધિ ઉભી રહી!!

આ વિલક્ષણ સ્થિતિમાં તેણીએ કાંઇ ગુપ્ત કલામો યાદ કીધા, જેની અસરથી તેનાં આંગની નીચે જમીનમાંથી એક હીરાજડીત તખ્ત નીકળી આવ્યું, જે ઉપર એક ખુરસી મુકેલી હતી! તે ખુરસીપર તેણી બેઠી. આ તખ્તની ચારે બાજુએ ગોળ ઘેરાવામાં સોનેરી કટેરા પોતાનો અદભુત ઝળકાટ બતાવી રહ્યા હતા!

"યા અલ્લાહ! તારાં પવિત્ર નામપર લાખ લાખ આફ્રીન હોજો! સર્વ શકિતઓને પ્રકાશીત કરનાર તું મહા બળવાન બાપ તમામ રોશનાઇઓનો રાજા છે! તું વગર આકાશ, ધરતી કે પાતા-ળનો રક્ષક બીજો કોઇ નથી." બુઢ્ઢી બરમલાએ સર્વ કોઇ સાંભળે તેમ પાક પરવર દેગારની સ્તુતિ કીધી. "રાઇનો પર્વત ને પર્વતની રાઇ કરનાર તું અહોનિશ સજાગૃત સર્વજ્ઞાની સ્વયંભુ પોતે છે. તારા હુકમ વગર ઝાડનું એક પાંદડું કે પંખીનું એક પીંછ વટીક હાલી

શકતું નથી. સેંકડો જબાનથી તારી સ્તુતિ નહીં થાય, હજારો જીભથી તારી વખાણને નહિ પહોંચાવ લાખો રક્ષના તું મહારક્ષક દયાળુ બાપનાં અપાર ઉપકારનું કિંચિંત માત્ર તોલ કરી નહિ શકે ક્રોડો જબાન આખ્ય કાળ સુધી તારા ભેદની કુંચી શોધે પણ તેને એક રજ જેટલી પણ તે નહિ જડે! સાધુ-સંતો, પવિત્ર સાલેકો, મહાન મહાત્માઓ, અને પીર પયમબરો તારા માર્મીક શબ્દોને નથી પામ્યા તો હું તારી કમીની બંદી કયાંથી પામનાર હતી? બંદગી! એ બંદગીને સજાવાર સાહેબ! તને મારી હજાર હજાર બંદગી હોજો! તારો પ્યાર પામેલાંઓ કોઇ ચીજથી મોહતાજ નથી. જેમની ઉપર તારી એમાલુંમ બક્ષેસો ઉતરી છે તેઓને મનથી કોઇ ચીજ બીકટ નથી! ઓ પવિત્ર નુર! શાહજાદા સલીમને માટે હું રમલ જોવાની ખાહેશ રાખું છું, માટે, તેને લગતાં તમામ સાધનોની આ ઘડીએ મારી ઉપર નવાજીશ કર!"

એમ બોલી બન્ને હાથ જોડી આંખ્યો મીંચી જુહ્રી બરમલાએ તે પાક દાદારને એક દીલસોજ નમન કર્યું અને તેજ ઘડીએ, ત્યાં ભેગી મળેલી મહાન મીજલસની ભારે અજાયબી વચ્ચે એક મોટો અવાજ થઇ જે તખ્ત પર જુહ્રી બરમલા બેઠી હતી તેની બરાબર સામે એક ન્હાની શોનેરી ટેબલ એકદમ નીકળી આવી!

આ બક્ષેસ માટે તે પવિત્ર પિતાના શુક્ર બજાલાવી તેણીએ તુરત તે ટેબલનું ખાનું ખોલ્યું અને રંગ બેરંગી મોહરાં કાઢી ટેબલપર મેલ્યાં. તે ટેબલ અજાયબ તલેસમથી ભરપુર હતી. તેની ઉપર રમલ ખેલવાની આકૃતિઓ ઉપરાંત દરેક ખાચામાં પવિત્ર

કલામો કોતરેલા હતા !

"શુક્ર એલાહી !" તેણી બોલી અને હસ્તે ચેહેરે ત્યાં ઉભેલા અમીરો તરફ જોઇ પુછયું. "આ કમલ પર માણસનાં લોહીથી શાહજાદા સલીમનું નામ લખવાની જરૂર છે, માટે તમોમાંથી એક જણ તમારી એક ન્હાની આંગળી મને કાપવા દેશો ?

આઠ દસ અમીરો એકદમ તેણીનાં તખ્ત તરફ ધસી આવ્યા. પોતાના શાહજાદાને બચાવવા માટે આંગળી તો શું પણ ગરદન આપવી પડે તો તે આપવાને પણ તેઓ ખુશી હતા એમ તેઓ એક અવાજે બોલી ઉઠયા.

"મને માત્ર એક આંગળીની જરૂર છે" બુઢ્ઢી બરમલા બોલી અને ધશી આવેલા અમીરોમાંથી જે પહેલો આવ્યો હતો તેની તરફ પસંદગી બતાવી બીજાઓને તેણે પાછા વાળ્યા.

પ્રિય વાંચનાર! પસંદગી પામેલો તે અમલદાર કોણ હતો ? તે કોઇજ નહિ પણ અમીર મુબારકજંગ હતો ! હેરાત શેહેરની હુસ્નબાનુની પેલી માનીતી સહીઓ ઝોહરા અને દીનારજાદીનો પિતા હતો !

"બુઝર્ગ અમીર !" બુઢ્ઢી બરમલા પોતાના તખ્તપરથી સેહેજ વાંકી થઇ પેલી ટેબલનાં ખાંનામાંથી એક ન્હાની છરી કાઢી હાથ લંબાવી બોલી. "અલ્લાહનું પવિત્ર નામ યાદ કર ! તમામ નુરી ચીજોનો તે એકલો માલેક છે એવો તું એકરાર કરે છે કે નહિ ?"

"બેશક–બેશક–રગેરગથી હું એકરાર કરૂં છું કે તમામ નૂરી ચીજોનો માલેક તે ગેબી સાહેબ વિના બીજો કોઇ નથી."

"આફરીન છે તારી વફાદારીપર!" બુઠ્ઠી બરમલા ખુશ થઇ બોલી. "એ પાક એકરારની બરકતથી આ ઝીણું હથિયાર તને બિલકુલ લાગવાનું નથી. લાવ, તારા જમણા હાથની, સૌથી ન્હાની આંગળી કટેરા આગળ ઉંચી કર!"

અમીર મુબારકે તેમજ કીધું અને વિજળીની ઝડપે કશી પણ વેદના વગર બુઠ્ઠી બરમલાએ તે આંગળી કાપી લઇ રમલવાળી ટેબલપર મુકી!

જાણવાજોગ તો એ હતું કે કાપી લીધેલી આંગળી જ્યારે લોહીથી ગગળતી હતી ત્યારે અમીર મુબારકજંગનો જમણો હાથ, જે હવે ચારજ આંગળીનો રહયો હતો તેની પાંચમી આંગળીનાં થડ માંથી એક ટીપું લોહી નીકળતું ન હતું! એટલુંજ નહિ પણ તે આંગળી વર્ષોની વાતપર કપાઇ ગયલી હોય તેમ તેને તે ઘડીએ રૂજ વળી જઇ જખમની નીશાની પણ નાબુદ થઇ હતી!

અમીર મુબારક અજાયબ થતો પોતાના અસલ જગ્યાપર જઇ ઉભો અને અહીં બુઠ્ઠી બરમલાએ રમલ જોવી શુરૂ કીધી



## પ્રકરણ ૨૫ મું.

## બુઠ્ઠી બરમલા રમલ જોય છે.

પ્રથમ તેણીએ તે લોહીથી ગગળતી આંગળી પોતાના હોઠ આગળ ધરી આંખ મીચીને કાંઇ કલામ ભણવા શુરૂ કર્યા અને

પછી જેમ કાગળપર કલમથી લખવામાં આવે તેમ તે આંગળી વડે તે રમલવાળી ટેબલપર તેણીએ માત્ર **સલામ** એટલું એક નામ આકાશી અક્ષરે લખ્યું.

"અમીર મુબારક! લો આ તમારી આંગળી પાછી!" નામ લખી રહી આખી દરબારની ભારે અજાયબી વચ્ચે અમીર મુબારકને તેનાં ખરાં નામ સાથ હાંક મારી બુઢ્ઢી બરમલા બોલી આ શેહેનશાહતની તવારીખમાં તું બુઝર્ગ અમીરનું બુઝર્ગભર્યું નામ સદા અમર રહેશે, કારણ કે યુવરાજ સલીમની જીંદગી જોખમમાંથી બચાવી લેવાના પરમાર્થનો તું નામવરે તારાં લોહીનો હીસ્સો આપ્યો છે."

અમીર મુબારક તખ્ત પાસે ગયો અને જમણો હાથ કટેરા આગલ ઉંચો કીધો.

"હાથ ઉંચકવાની જરૂર નથી." બુઢ્ઢી બરમલા બોલી. "પરવરદેગારનાં આ પવિત્ર પ્રયોગો જાદુઇ જુઠ્ઠાણાંથી તમામ નિરાળા અને ખુલ્લા છે. લો આ તમારી આંગળી અને તેને અસલ જગ્યા પર પકડો કે આપમેળે વળગી જશે!"

અને ખરેખર, તેમજ થયું. અમીર મુબારકજંગે બન્ને હાથે તે આંગળી લીધી અને તેની અસલ જગ્યાપર પકડતાંજ તે ત્યાં વળગી ગઇ!

હેરતભરેલા આ પ્રયોગોથી બુઢ્ઢી બરમલાપર તે મિજલસમાં "આફ્રીન" નો વરસાદ વરસી રહયો!

મિજલસ તરફથી મળતી મુબારકબાદીની કશી પણ દરકાર

કર્યા વિના તે પહેરેઝગાર ઓરત હવે શાહજાદો સલીમ ખુદાનો કેટલો પ્યારો છે તે વિષે રમલ જોવા પડી. સોનાના ત્રણ, ચાંદીના બે અને ત્રાંબાનાં ચાર મળી એકંદર ૯ મોહરાં જુદા જુદા ખાંચાઓમાં મેલી કાંઇ ગુપ્ત કલામો ભણતી તેણી પાસાપર પાસા ફેંકવા લાગી. કોઈવાર તેણીનો ચેહેરો ખુશી ભર્યો તો કોઇવાર દિલગીર દેખાતો. જેમ જેમ મોહરાં પોતાની ચાલ બદલતાં જતાં તેમ તેમ તેણીના ચેહેરાપર જુદા જુદા આવભાવ દેખાતા જતા હતા. એ રમતમાં તેણી એટલી ચુસ્ત હતી કે પોતાની આજુબાજુએ શું બનતું હતું તેનું તેને મુદ્દલ ભાન નહીં હોય એમ ત્યાં હાજર થયલાઓને જણાતું હતું.

બીજી તરફ શાહજાદો સમજુલ બુઢ્ઢી બરમલાના હુકમ મુજબ હજી સુધી વગર અટકવે યુવરાજ સલીમનાં પગપર બાંધેલા પેલા તલેસ્માતિક દાણાપર પંખો કર્યો જતો હતો. જાણે ચુહલામાં પાપડ ભુંજવા મુકયો હોય અને તે બળી નહીં જાય તેટલા માટે ભુંજનાર પાપડને પંખો કરતો હોય તેવો કાંઇક રમુજી ભાસ શાહજાદા સમજુલને સોંપેલાં કામથી હાજર રહેલી મિજલસને મળતો હતો! પેલા દાણાનું કદ પેહેલાં બોર જેવડું અને તે પછી અખરોટ જેવું થયું ત્યાં સુધી આપણે ઉપર તપાસ્યું છે. તે બાદ રફ્તે રફ્તે તેનું કદ વધતુંજ ગયું. અખરોટ પરથી એકદમ વધીને તે દાણો અનાર (દાડમ) ના જેવો દેખાવા લાગ્યો. વચ્ચે પાંચ મિનિટ પસાર થયા પછી તેનું કદ વળી વધ્યું અને ન્હાના પપેનાસનું

રૂપ પકડયું!

હવે સમબુલે જોયું કે બુઢ્ઢી બરમલાએ તેને આગમચથી ચેતાવ્યા મુજબ મોટી કોબીનું કદ જે વખત બનય છે તેમાં તે જલદીજ લઇ લેશે તેથી તે વધુ સાવચેતીથી એકાગ્ર ચીતે પંખો કરવા લાગ્યો !

અત્રે વાંચનારને યાદ આપવાની જરૂર નથી કે જ્યારે યુવરાજ સલીમનાં પગપર પેલો એજમતી દાણો અબલખા ઘોડાના બાલમાં પોઇ બાંધવામાં આવ્યો ત્યારે તેનો રંગ ખુલ્લો બદામી હતો. જ્યારે તે બોર જેવડાં કદનો થયો, ત્યારે પોપટિયા રંગ પકડયો હતો અને અખરોટની હાલતે આવતાં ખુલ્લો આતરિયા થઇ ગયો હતો ! હવે જ્યારે અખરોટપરથી અનારનાં કદનો થયો ત્યારે તે શુદ્ધ સફેદ બન્યો અને પપેનાસનું કદ પકડયા પછી સોનેરી કેળાંના જેવો પીળા રંગનો દેખાવા લાગ્યો !

વચ્ચે એકજ મિનિટ અને પેલો પીળો દાણો વળી તતડીને પોતાના આંગમાંથી ધુમાડો કાઢી એક મોટી દડાદાર કોબીના આકારમાં બદલાઇ ગયો ! આ વખતે તેણે શુદ્ધ કાળો રંગ ધારણ કર્યો હતો !

આ રંગ નજર પડતાંજ એક ન્હાની સીપટી વજાડી શાહજાદા સમબુલે બુઢ્ઢી બરમલાને ચેતવણી આપી, જે મળતાંવાર રમલનું કામ પડતું મેલી, “ કુદરતની એક ઉત્તમ પેદાયશને ધીક્કારવાનો બદલો પામનાર યુવરાજ સલીમ, એકદમ ઉઠી ઉભો થા ! ” એમ બોલતાંની સાથેજ “ ફુઉઉઉઉ ” કરી મોહડાંથી ફુંક માર્યા બરાબર જે દાણો તેણી ગળી ગઇ હતી તે તેણીના પેટમાંથી પાછો

નીકળી આબાદ શાહજાદા સલીમની છાતીપર જઇ પડયો અને તેનો સ્પર્શ તેનાં બદનને થયા બરાબર આખી મીજલસની ભારે ખુશાલી અને અજાયબી વચ્ચે યુવરાજ ઉઠી ઉભો થયો !

આખા મેહેલમાં ખુશાલીનાં જયનાદ ફેલાઇ રહ્યા-સર્વ કોઇ બુઢ્ઢી બરમલાના તલેસ્માતિક પ્રયોગોની બોલબાલા બોલવા લાગ્યાં. વીજળીને વેગે આ ખુશ ખબર મેહેલની બાહેરનાં ચોગાનમાં ભેગી મળેલી રૈયતના હજારો માણસોની ખલકમાં ફેલાઇ ગઇ અને ત્યાં " બુઢ્ઢી બરમલાની જય !" પર " જય " બોલાવા લાગી !

શાહજાદો ઉઠી ઉભો થતાંજ હશી પડયો પણ બીજીજ પળે ત્યાં ભેગી મળેલી મીજલસને જોઇ અજાયબીથી ચોતરફ જોવા લાગ્યો કે આટલું ઠઠમાર લોક અહીં શા માટે ભેગું મળ્યું છે. સુલતાન શેહેરીયાર, જેની ખુશીનો પાર રહયો ન હતો તે શાહજાદાની અજાયબી પામી જઇ તેનાં બિછાનાં તરફ ધસ્યો અને પોતાની જીંદગીની તે એક પુરી ઉમેદને હર્ષથી બગલગીર થઇ બોલ્યો કે— " બેટા, ઘભરા ના, અલાહતાલાની બરકતથી અને આ પવિત્ર બુઢિયાના પરમાર્થી પ્રયોગથી તારી ઉપરનું સઘળું વિઘ્ન વીતી ગયું છે. તેને બક્ષેલી નવી જીંદગી માટે પાક ખુદાવંદતાલાની શુકર ગુજારી બજાવી આ પહરેઝગાર ઓરતને પગે પડ !"

યુવરાજ સલીમે બન્ને હાથ જોડી આંખ્યો મીચી એકજ સેકંડમાં તે બારે હકતાલાની મહાન બક્ષેશ માટે અંતઃકરણનું હેશાન માન્યું અને પછી તુરત સાવધાન થઇ બુઢ્ઢી બરમલાનાં તખ્ત આગળ ચાલી આવી ગુઠણુ મંડીગે પડી એક માનપુર્વક નમન કીધું.

" તારી નવી જીંદગી માટે તે ગેબી માલેકનો પાડ માન, બેટા મારી સમક્ષ દોઝાનું પડવાની જરૂર નથી "બુઢ્ઢી બરમલા તખ્ત પરથી આશિષ દેતાં ખુશ થઇને બોલી." તે પવિત્ર પરવરદેગાર શિવાય તારો મદદગાર બીજો કોઇ નથી. મેં તો માત્ર તે નુરી બાપનો હુકમ અદા કીધો છે."

" ખરૂં ! પણ હે પહરેઝગાર ઓરત આ કમીની ગરદનપર તારૂં હેશાન પણ કમ થયું નથી." સુલતાન શેહેરીવાર, જેનું દિલ ખુશાલીથી છલછલી રહયું હતું, તેણે ગંભીર પણ ગદગદિત અવાજે જવાબ આપ્યો.

શાહજાદા સલીમની કુલ બલા દફે થયલી જોઇ સુલતાના નુરમહાલ અને જરૂખાપર બેઠેલી જનાનાની સર્વ બેગમોની ખુશીનું શું પુછવું ? પોતાનો મુગો હર્ષ જાહેર કરવા માટે તેઓએ સુગંધી પુષ્પોનો આખી મીજલસ પર વરસાદ વરસાવ્યો અને બુઢ્ઢી બરમલા તે પુષ્પ વૃષ્ટિ કયાંથી થાય છે તે માટે ઘડીભર હેરત બની હસ્તે ચેહરે ઝરૂખા તરફ જોવા લાગી !

જે શાહજાદો એક કલાકની વાતપર પાણી વગર માછલુ તરફડે તેમ તરફડી રહયો હતો. તે શાહજાદાને પોતાના અસલ આકારમાં તનદરોસ્ત તન-મન સાથે દમામદાર દેખાવમાં મીજલસ દરમયાન બુઢ્ઢી બરમલાનાં તખ્ત આગળ ઉભેલો જોઇ સુલતાન શેહેરીવાર તથા તમામ અમીર ઉમરાવોની છાતી હરખથી ગોયા ફાટી જતી હતી !

ઉપલાં જુદાં જુદાં ચિત્રનો અનુભવ લેતાં આપણને વખત

થાય છે. પણ એ સમજાું ત્યાં એવું ચટ ને પટ બનતું હતું કે તેટલી અસાધારણ ઝડપે આપણે દોડી શકતા નથી!

આટલો વખત શાહજાદા સલીમની નજર શાહજાદા સમખુલ પર પડી નહીં, પણ હવે તે ચારે ચશમ થતાંજ સર્વેની ભારે ખુશાલી વચ્ચે બન્નેને બગલગીર થયા!

"બેટા સલીમ!" રૂપલો દેખાવ જોઇ બુઢ્ઢી બરમલા બોલી. "આજની તારી નવી જીંદગી માટે શાહજાદા સમખુલનો તું થોડો આભારી નથી. તમો બંનેને બગલગીર થતા જોઇ હું અંતઃકરણથી ખુશી છું અને ઇચ્છું છું કે તમો બન્ને વચ્ચે તમારી બેઉની જીંદગીના છેડા સુધી ખરા દિલની મોહબત કાયમ રહે!"

બુઢ્ઢી બરમલાનો આ માર્મીક ઇસારો સુલતાન શેહેરીયાર વઝીક સમજી શકયો નહીં! શાહજાદા સલીમે તે પવિત્ર ઓરતે આપેલા આ ભલા આશિષ માટે ફરી એકવાર માનપુર્વક નમન કરી તેણીનો આભાર માન્યો અને જરા પણ લજવાયા વિના પાક એકરાર કીધો કે—"શેકારગાહમાં મેં જો એની સલ્લાહ માની હોત તો આ ગજબનાક આફતનો ભોગ હું હરગેજ થાત નહીં!"

"બેટા, લખ્યા લેખ કદી ચુકતા નથી." બુઢ્ઢી બરમલા બોલી. "પીર-પયગમબર જેવાઓ તકદીરની તખ્તીપર મરાયેલી મેખથી મુકત થયા નથી તો આપણા જેવાં સાધારણ ઇનસાનના શા આસરા? હજી તો તને ઘણું સાંભળવાનું અને શિખવાનું છે. મેં હમણાજ મારા પવિત્ર એલમના પ્રતાપે અલ્લાહતાલાને તું કેટલો પ્યારો છે તે વિષે રમલ માંડી જોયું છે અને—અને—અને—"અહીં

બુઠ્ઠી બરમલા બોલતાં અટકી ગઇ.

કાંઇ પણ બુરું ભવિષ્ય તેણીએ જોઇ લીધું છે અને તેથીજ સ્પષ્ટ બોલવાને તેણી આંચકી ખાય છે એમ ત્યાં હાજર રહેલી તમામ મિજલસ એક તડાકામાં પામી ગઇ.

" માતા ! પવિત્ર માતા ! ઇનસાન ભુલથી ભરેલું છે." શાહજાદો સલીમ હાથ જોડી બોલ્યો. મારી કાંઇ કસુર હોય તો સુખેથી જાહેર કરો !"

" કસુર હોત તો હું કાંણો ડોળો કરત, પણ શાહજાદા ! એ તો તારો એક અજીમ ગુનાહ છે."

" ગુનાહ ?" સલીમે હેબત ખાઇ પુછ્યું.

" હા, ગુનાહ ! અને તબી કેવો ? કે જે નહિ માફ થઇ શકે તેવો !

" યા અલ્લાહ ! એ હું શું સાંભળું છું ?"

" જે ખરી વાત છે તે તું સાંભળે છે, સલીમ ! ઇનસાનને વાંક ને વાસો કદી દેખાતાં નથી, તું પોતાને ભલો સમજતો હશે, પણ કુદરતની નજરમાં તું તેનો એક મોટો તકસીરવાર છે."

" હું ? કુદરતનો એક તકસીરવાર ?"

" હા—હા."

" અને તે કિયા ગુનાહનો તકસીરવાર ?"

" તે તારાં દિલને પુછ ? મને શું પુછે છે ?"

" માતા ! પવિત્ર માતા ! મારી નજર આગળ અંધારી અજ્ઞાનતાનો શિહા પડદો ફરી વળ્યો છે તેથી મારી ઉપર હેશાન

કરી જ્ઞાનરૂપી પ્રકાશથી તે પડદો દુર કરો! દયા! દયા! દયા!" શાહજાદો સલીમ પોતાને કુદરતનો ગુનેહગાર જાણી રૂવેરૂવાંથી કંપીને બોલ્યો. "જેણે મને નવી જીંદગી બક્ષી તે મને આ ભેદ નહીં બક્ષે?"

"જે જીંદગી તને મળી છે, તેની બખશનાર હું નથી." બુઢ્ઢી બરમલા બોલી. "તે માટે તે પાક પરવરની શુકર ગુજારી કર! જે અદના આદમ ઘાસનું એક તણખલું પણ ઉપજાવી શકતું નથી તે એક અમોલ જીંદગી શું બક્ષી શકે? શાહજાદા ફરીથી એવા મુર્ખાઇભર્યા વિચારો તું મને જાહેર કરીશ નહીં. મેં તને જીંદગી બક્ષીજ નથી–તે બખશનાર બાપ કુલ જહાનનો રક્ષણકર્તા પોતે છે. તું તારા ગુનાહનો ભેદ જાણવા ચાહે છે, પણ તે જાણીને તું શું કરવાનો હતો? માટે હું ઇચ્છું છું કે એ ભેદ તું મને નહીં પુછે તો સારૂં."

"નહીં! નહીં! પવિત્ર બરમલા! મારી ઉપર દયા કરો અને કુદરતની ઇતરાજી મુજ કમીના પર શા માટે ઉતરવા પામી છે તે વિષે મને આગાહ કરો!"

"આગાહ કરૂં?, આગાહ કરૂં? વારૂં, આગાહ કીધા પછી તું તે થોડોજ અમલ કરનાર છે?"

એવું તે શું છે કે જે ઉપર હું અમલ નહીં કરી શકીશ?" સલીમે અજબ થઇ અરધો સવાલ પોતાના મનને અને અરધો બુઢ્ઢી બરમલાને પુછ્યો. આ બોલતી વખતે તેનો સાદ એટલો ધીમો પડી ગયો હતો કે તે દેખાવ જોઇ સર્વ કોઇને દયા ઉપજી,

═══

# પ્રકરણ ૨૯ મું.



## "સંસારમાં સ્ત્રી એક રત્ન છે."

"નહીં! નહીં! તું એક ઘણો મમતી માણસ પુરવાર થયો છે. મારા પવિત્ર એલમના બળથી મેં જોઇ લીધું છે કે તું એક હટવાદી રાજકુવર છે. તારા સો સદગુણ હોય તો શું થયું; પણ એક મોટો દુર્ગણ તારી તે તમામ ભલાઇને ભુંસી નાખે છે. હું દિલગીર છું કે મારી રમલમાં મેં જે કાંઇ જોયું છે તે હું તને જણાવી શકતી નથી."

દયા કરો માતા! મુજ કમીના ઉપર દયા કરો! શાહજાદો સલીમ કરગરીને બોલ્યો."

"દુર! દુર! મારાં તખ્ત આગળથી દશ કદમ દુર જઇને ઉભો રહે! હું તને સાંભળવા માંગતી નથી!" એક છેડાયલો સીંહ જંગલ બિયાબાનમાં એકાએક નીકળી આવી ભયંકર ગર્જનાથી આસપાસના પહાડોને ગજાવી મુકે તેમ એક મોટી બરાડ પાડી બુઢ્ઢી બરમલા ચીરડાઇ ઉઠી. આ વખતે તેણીની આંખો અને હાથનાં દરેક નખોમાંથી આતશનાં જવાળા નીકળી રહ્યા હતા! "ઓ કમીના ઇનસાન! તારા પેદા કરનારની પવિત્ર પેદાવશ તરફ તીરસ્કાર બતાવવાનો તને હકજ શું છે? તું કોણ છે? તારી ગતી શી? તારી મગદુર કેટલી? શરમ! શરમ! તારી વર્તણુંકપર તમામ જેહાંનની શરમ પડજો!"

એકાએક એ રીતે મામલો ફેરવાયલો જોઇ સુલતાન શેહેરીયાર ધાસ્તીમાં ધ્રુજવા લાગ્યો! શાહજાદો સલીમ ગમે એવો બહાદુર પુરૂષ હતો, તોય, બુઢ્ઢી બરમલાનો વિક્રાળ દેખાવ જોઇ ડર ખાઇ જઇ તખ્ત આગળથી પાછલે પગે હટી દસ-પંદર કદમ દુર જઇ ઉભો!

આ વખતે બુઢ્ઢી બરમલા પોતાની બન્ને આંખો બંધ કરી કાંઇ ગુપ્ત કલાંમ બરબડતી હતી! તેણીનો હસ્તો ચેહરો ફેરવાઇ જઇ તે ઉપર ગુસ્સા અને જુસ્સાના દેહેશતનાક ચિન્હો પ્રગટી નીકલ્યાં હતાં! તે ભયાનક દેખાવ જોઇ આખી મીજલસ ધ્રુજી રહી!

"ઓ ગર્વીષ્ટ શાહજાદા!" વચ્ચે બે મીનીટનો ગાળો નાખી તેણી પાછી મક્કમ અવાજે બોલતી સંભળાઇ. "તારા ગર્વનું ફળ હવે તને ચાખવુંજ પડશે!"

અહીં તેણી થોભી કે શાહજાદો કાંઇ જવાબ આપે છે યા નહીં પણ યુવરાજ સલીમ તો એવો દિગમુઢ થઇ ગયો હતો કે નીચી મુંડીએ ચુપચુપ એક પુતળાં પેરે ઉભો રહેવા શિવાય બીજી કશી હીલચાલ બતાવી શકયો નહીં!

એજ સ્થિતિ સુલતાન શેહેરીયારની હતી એજ હાલત ઝરૂખા પરની બેગમોની હતી-એજ હાલત આખી મીજલસનો હતો. બુઢ્ઢી બરમલા તરફ જોવાની હીંમત પણ કોઇ કરી શકતું ન હતું!

"યા અલ્લાહ! એ શી આફત!" સુલતાન શેહેરીયાર પોતાના મન સાથ બબડયો. "એ તો ચુલામાંથી નીકળીને હોલામાં પડવા જેવું થયું! શાહજાદા સલીમને આ જાત તરફ જે ધીક્કાર

છે તે વીષેજ તો બુદ્ધી બરમલા ઇસારો કરતી નહી હોય? રખેને કાંઇ અવળું પરિણામ આવે! ઓ પાક પરવરદેગાર! મારી ઇજ-તનું તું આજે રક્ષણ કરજે!"

"તારી ઇજતનું રક્ષણ તો તે સદા કરતો આવ્યો છે, સુલ-તાન શેહેરીયાર!" સુલતાને પોતાના મન સાથ કરેલી છુપી ગોફ્-તેગો પોતાની વીલક્ષણ શકિતનાં બળથી પામી જઇ બુદ્ધી બરમલા બોલી. "અને હજી સુધી જે કાંઇ નીમવા પામ્યું તે પણ તારાંજ પુન્યને પ્રતાપે એમ ખાત્રીથી જાણજે. શાહજાદા સલીમપર મોટી આફ્ત આવે છે!

"યા અલ્લાહ! એ હું શું સાંભળું છું!" ઝરૂખા પર સુલ-તાના નુરમહાલ બેભાન થઇ પડતાં બોલી.

"યા અલ્લાહ! એ તારો શો કોપ!" સુલતાન શેહેરીયાર બુદ્ધી બરમલાનાં તખ્ત આગળ ફ્શડાઇ પડતાં બોલ્યો.

"યા અલ્લાહ! મારી કશુરો મને માફ કર!" શાહજાદો સલીમ જે બુદ્ધી બરમલાના તખ્તથી દસ પંદર કદમ દુર જઇ ઉભો હતો તે આ આફ્તનાં સમાચાર સાંભળી થરથર ધ્રુજવા પડયો "હું નથી જાણુતો કે હું તારો કેઇ બાબદમાં ગુનાહગાર છું."

"નથી જાણુતો? નથી જાણુતો?" બુદ્ધી બરમલા તખ્ત પરથી ચીચવાઇ." નથી જાણુતો, લે આ જણાઉં છું.—**સ્ત્રી જાત જે કુદરતની એક બેનમુન બક્ષેશ છે અને જેની હસ્તી વગર આલમની આબાદી નથી, તે તરફ, વિના કારણે તિરસ્કાર ધરાવવાનો તું ગુનેહગાર થયો છે અને તેથીજ**

પાક અલ્લાહતાલાની તારી ઉપર ઈતરાજી ઉતરી છે."

"નખ્ખોદ! નખ્ખોદ!" સુલતાન શેહેરીયારે કપાળ કુટયું. "એ જાન કરતાં જીઆદા બેટા! તારી ખોટી મમ્મતને લીધે આખરે આએ નોબતે વાત પોંહોંચી! અફસોસ! મેં તને ઘણો સમજાવ્યો, પણ તેં મારૂં માન્યું નહિ! એ સલીમ! હજીબી સમજ! નહિકર પુરી ખાનાખરાબી થશે! આલમનો કોપ પરવડે પણ અલ્લાહનો કોપ નહિ પરવડે! જે દયાળુ બાપે ઇનસાનની ઉતમ સ્થિતિમાં આપણને પેદા કીધા, તે ગેબી માલેકનો બેશક તું ગુનેહગાર ઠર્યો છે!"

"આફરીન! સુલતાન શેહેરીયાર! તારી સમજદારી પર આફરીન!" બુઢ્ઢી બરમલા લગાર નરમ અવાજે બોલી. "તારા બુખખ બેટો હજીબી જો નહિ સમજશે, તો યાદ રાખજે, એ તાજવર! કે અલ્લાહતાલાની તે ભારે ઇતરાજી ખેંચી લેશે. સુલતાન! તું એને પુછ કે એ પોતાના વિચારો હજીબી ફેરવે છે કે નહીં?"

"બેટા સલીમ! ખુદા ખાતર હજીબી નેંગાહ પોંહચાડ!" સુલતાન સલીમ તરફ ફરીને બોલ્યો. "અલ્લાહની ઇતરાજીમાંથી બચી જવાની હજી તને તક મળે છે અને હવે ડહાપણ વાપરી તે તું જતી મેલતો ના!"

શાહજાદા સલીમે કશો જવાબ આપ્યો નહિ.

આખી મીજલસની નજર તે શું જવાબ આપે છે તે સાંભળવા માટે તેની તરફ ખેંચાઇ, પણ શાહજાદો જાણે પથ્થરનું એક પુતળું હોયની તે મીસાલ ઉભો રહયો!

"કયાં ગઇ એની મારી? કયાં ગઇ એની પશેમાની? કયાં

ગયા તે શબ્દો? યા અલ્લાહ! મારી કશુરે. મને માફ કર! હેં! સુલતાન?" બુઢ્ઢી બરમલાના ચેહેરાપર શાહજાદાની ચુપકીદીથી ઝનુન ચઢી આવ્યાથી વળી પાછો આગલો વિક્રાળ દેખાવ કરી તેણી સુલતાનને પુછવા પડી. "અરે? ખુદ પોતાના પેદા કરનારની એક ઉમદામાં ઉમદા પેદાયશને ધીક્કારનારા બેટા વગર શું વાંઝીયો રહી જનાર હતો કે? ચઢતી પડતી દુનિયા છે તે તું કેમ ભુલી જાય છે? તારા બાપ-દાદાઓએ જે રાજગાદી મેળવી તે પણ એકવાર કોઇ પારકી મીરાશ તમને મળી તેમ તમારી મિરાશ કોઇને મળશે! કોણનાં રાજપાટ અમર રહ્યાં છે કે તમારાં રહેશે? દુનિયાંની કેઇ ચીજ કાયમની હસ્તી ધરાવે છે કે તારૂં તાજો તખ્ત કાયમ રહેશે? આલમમાં કોઇ ચીજ નાશવંત નથી કે તમો નાંશ નહિ પામશો? હે દાનાવ સુલતાન! હું હવે લાંબુ કરવા ઇચ્છતી નથી. ખરી વાત છે કે સલીમ એક પુરો તારો યુવરાજ છે, પણ કુદરતની બેનમુન બક્ષેશની સાંમે થનાર તથા તેને અંતઃકરણથી ધીક્કારનાર આવું એક ફરજંદ ધરાવવા કરતાં તું તારી પાછળ તારી રાજગાદી વગર વારસે મુકી જાય તે વધારે કુદરત-પસંદ કામ છે. એવું એક નાતાબેદાર અને નાલાયક ફરજંદ, કે જેને પોતાના પેદા કરનારનું માન કે પોતાની પ્રજાની ભવિષ્યની સ્થિતિનું ભાન નથી તેને તારા રાજમહેલમાં રાખવાનું પણ સજાવાર નથી!"

દયા-દયા! પવિત્ર માતા! દયા ફરમાવો! કાંઇ રસ્તો બતાવો!" સુલતાન શેહેરીયાર બંને હાથ જોડી ઉઠી ઉભો થઇ બોલ્યો. "એ ફરજંદ હજારો સદગુણથી ભરેલું છે પણ એજ એક એમાં એબ છે-"

"અને તે એક કમાલ એબ છે!" બુઢ્ઢી બરમલાએ સુલતાનનો વાકય પુરો કરી આપ્યો. "હજારો શુ પણ લાખો ગુણવાળું આદમી હોય પણ કુદરતની બક્ષેશ તરફ ધીક્કાર ધરાવનારૂં હોય તો તે ગુણો ખાક સમાન છે. જે રત્નમાંથી પોતે પેદા થયો તે રત્ન તરફ ધીક્કાર ધરાવતાં એ મુર્ખા રાજકુંવરે શરમાવવું જોઇએ. **સંસારમાં સ્ત્રી એક રત્ન છે.** કુદરતની તમામ પેદાયશમાં આદમજાત સૌથી શ્રેષ્ટ પદ્વિ ધરાવે છે અને તે શ્રેષ્ટ પદ્વિની ઉત્પતિની ખાણુ તે સ્ત્રી છે કે જેમાંથી નર-નારીનાં રત્નો પેદા થાય છે. અફ્સોસ કે એવો એક અકકલમંદ શાહજાદો નારી જાત તરફ નહીં ઘટતી સુગ ધરાવી કુદરતનો નાહક ગુનેહગાર ઠરે છે. જો હજીબી એ સમજે તો ઠીક નહિકર એને ભારે પસ્તાવું પડશે. મેં મારી રમલમાં જોઇ લીધું છે કે આવતા અરધા કલાકની અંદર જો એ પોતાની આ નાલાયક ચાલને માટે પસ્તાવો કરી પોતાને મનપસંદ પડતી કોઇ બાનું જોડે પરણવાનું કબુલ નહિ કરશે તો હમણાં જે ભયાનક સ્થિતિમાં એ આવી પડયો હતો તે કરતાં બતેતર હાલત જે વખત જાય છે તેમાં થઇ જશે."

યા અલ્લાહ! એ હું શું સાંભળું છું? તે આફતનો કંઇ ખ્યાલ, માતા?" સુલતાને ઇન્તેજાર અંતઃકરણથી સવાલ પુછયો.

"તે આફત? તે આફત જાણવાની શું તને ઇચ્છાજ છે?"

"હા, માતા મેહેર કરો!"

"તે આફત શાહજાદા સલીમની કરણીનો ગેબા પડછાયોછે."

"એટલે તે શું!"

" તે એ કે શાહજાદો જો ખેનાનો વીચાર નહીં ફેરવશે તો અરધા કલાકની અંદર **એ પોતે પોતાને એક સ્ત્રીનાં રૂપમાં ફેરવાઈ ગયલો જોશે !"**

" ઓ આફત ! યા અલ્લાહ ! એ હું શું સાંભળું છું ?" એમ પુકારી યુવરાજ સલીમ બેભાન થઇ જમીન પર તુટી પડયો અને તેજ પળે, આખી મીજલશની અત્યંત અજાયબી વચ્ચે બુઢ્ઢી બરમક્ષા અને તેણીનું તલેસ્માતિક તખ્ત ત્યાંથી ગેબ ગઇ ગયું !

## પ્રકરણ ૨૭ મું.

## શાહજાદા સલીમનું એક રૂપાળી સ્ત્રીનાં રૂપમાં ફેરવાઇ જવું !

આખા મેહેલમાં ધબરાટ મચી રહ્યો !

યુવરાજ સલીમને બેભાંન બની પટકાઇ પડતો જોતાંજ સુલ-તાન શેહેરીયાર અને શાહજાદો સમશુલ તેની આગળ દોડી પહોં-ચ્યા. ઝરૂખાપર બેગમોએ શોરબકોર કરી મેલ્યો. અને તે પુકારા મેહેલની બાહેર જઇ પુગતાં ભેગી મળેલી રૈયતમાં ભયાનક ધબરાટ ફેલાઇ ગયો !

ઓ ખુદા ! એ શો સિતમ ! સુલતાન શેહેરીયાર શાહજાદા

સલીમને એક મુર્દા મિસાલ લોથપોથ પડેલો જોઇ ફરશાડાઇ પડી બોલ્યો. "મારી સુખી શેહેનશાહત પર આ વીધન રૂપી વાદળી ક્યાંથી ચઢી આવી ! અફસોસ, બેટા સલીમ, તું પ્રથમથીજ સમજ્યો હોત તો એ દહાડો આવવા પામત નહીં.

હકીમપર હકીમોની પાછી દોડાદોડી ચાલી રહી અને તરેહવાર તેજાબો સુંઘાડયા પછી મોટી મુશકેલીથી શાહજાદો શુદ્ધિમાં આવ્યો !

"મને અંદરનાં દીવાનખાનામાં લઇ જાઓ !" જે વખત જાય છે તેમાં પોતે સ્ત્રીનાં રૂપમાં ફેરવાઇ જશે એવી ધાસ્તી ધરી શાહજાદાએ લોક લાજથી લજવાઇને અંદરના ઓરડામાં જવા ઇચ્છયું.

તુરતજ તેને બીજા ઓરડામાં લઇ જવામાં આવ્યો અને સુલતાનનાં હુકમથી સર્વે કોઇ ગમગીન ચેહેરે શાહજાદાનો મેહેલ છોડી ગયા.

"દોસ્ત સમબુલ એ બુઢ્ઢી બરમલા કોણ છે?" શાહજાદાએ ઓરડામાં આવતાંવાર સમબુલને સવાલ કર્યો.

"નામવર સલીમ ! જે પહેરેગાર પીરમર્દની મેં મારાં બાપીકાં વતન શેહેર ચમનમાં શેવા બજાવી હતી, તે પીરમર્દ આ બુઢીયાના રૂપમાં નામવર સુલતાનનાં આમત્રંણથી અહીં આવ્યો છે."

"અરેરે ! એણે મને એક દુઃખમાંથી બચાવી બીજામાં સપડાવ્યો છે ! એવા આદમીને પીરમર્દ કોણ કહે ?"

"ચુપ ! ચુપ ! શાહજાદા, એકદમ ચુપ થા ! એ પવિત્ર પીરમર્દને તું ગેરઇનસાફ કરે છે" સમબુલે યુવરાજ સલીમને બોલતો એકદમ બંધ કરી કહ્યું. "એક દુઃખમાંથી બચાવી બીજામાં તને

એણે સપડાવ્યો નથી. તે તો તારા ગુનાહના પ્રતાપે બન્યું છે. સામો તેં આ પીરમર્દનો આભાર માનવો જોઇએ કે એ આવતી આફત વિષે તેને અગમચથી આગ્રહ કીધો છે.

"બેટા શાહજાદા સમશુલનું કહેવું તદન રાસ્ત છે. બુઢ્ઢી બરમલાને તું નાહક ગેરઇનસાફ કરે છે." સુલતાન શેહેરીયાર બોલ્યો. સલીમ, સમશુલ અને શેહેરીયાર એ ત્રણ શિવાય તે ઓરડામાં બીજું કોઇ હતું નહી. "હવે તકરાર કરવામાં સાર નથી, જે વખત જાય છે તેમાં તું સ્ત્રીના વેશમાં બદલાઇ જશે, માટે,઼ઓ મારી આંખનાં નુર, હજીબી કાંઇ સમજ અને—"

"માફ કરો પિતાજી તેમ કદી બનશે નહિ." શાહજાદા સલીમે હજી પોતાની હઠ છોડી નહીં "એટલી એકજ બાબદમાં હું તમારો અને ખુદાનો ગુનેહગાર છું."

"ત્યારે તે ગુનાહની સજા તને ભોગવવી પડશે, યાદ રાખજે" સુલતાન શેહેરીયાર હવે ચીરડાઇને બોલ્યો. "આજસુધી હું તને એક ડાહયો અને તાબેદાર બેટો સમજતો હતો પણ હવે હું જોઉં છું કે તેમ સમજવામાં હું ઠગાયોછું. તું એક નાફરમાન અને નાદાન—"

"પિતાજી, બસ કરો ઓ ઓ ઓ મારા હાથ પગમાં વળ આવે છે મારૂં શરીર ઉઠલાઇ જાય છે મારી આંખ્યોમાં ચકરી આવે છે. પકડો પકડો ખુદા–ખાતર–મ–મ–મ–ને–પ–પ–પ–પકડો" અને ત્યાં શાહજાદો બીછાંનાં પર ઢળી પડી વળી પાછો બેભાંન થઇ ગયો!

"બદલાઇ! એની સુરત બદલાઇ!" શાહજાદા સમશુલે સુલતાન શેહેરીયારને ખબર આપી.

" આખરે બુઢ્ઢી બરમલાનો સખુન ખરો પડયો."

એજ વખતે સુલતાના નુરમહાલ ઓરડમાં દાખલ થઇ અને પોતાના પ્યારા ફરજંદ પર આવી પડેલી આ નવી આફત જોઇ ફાટી રહી.

"હવે શું કરવું સમણુલ?" સુલતાન ધભરાટમાં સમણુલને પુછવા પડગો.

"હું શું કહું, ખુદાવંદ! એ પોતાનાં હાથે પોતાની વિમીઓ વધારી લે છે ત્યાં આપણે શું કરી સકીએ?"

" પણ એનો હવે ઉપાય?" સુલતાના નુરમહાલ, જેણી સમણુલ કોણ હતો તે સારી પેઠે જાણતી હતી તેણીએ આગળ આવી તેને હાથ પકડી કાકલુદીભર્યો ચેહેરો કરી પુછયું. ઓ હુસ્નબાનું! તારૂં હેશાન અમે ભુલીશું નહિ, પણ એ નામોશીમાંથી મારા ફરજંદનો છુટકો થાય એવો કાંઇ રસ્તો દેખાડ! બુઢ્ઢી બરમલાની એક માનીતી ચેલી દાખલ તું પોતે પણ ઓછી તલેસ્માતિક શક્તિ ધરાવતી નથી, તેથી. તું અથવા બુઢ્ઢી બરમલા અમોને આ કામમાં મદદ કરો!"

" સાવધ, સમણુલ, સાવધ!" તે ઓરડામાં ચાર જીવ શિવાય પાંચમો જીવ હતો નહિ, તે છતાં, ત્યાં એક સાદ સંભળાયો. સુલતાન અને સુલતાના આસ અને પાસ, ઉપર અને નીચે જોવા લાગ્યા! પણ એ સાદ કયાંથી આવતો હતો અને તે કોણ બોલતું હતું તેમાંનું કશું તેઓ જોઇ કે જાણી શકયાં નહિ! "જે આદમપર પાક પરવરની ઇતરાજી ઉતરે, તે આદમને ઇનશાન મદદ કરી શકવાની

તાકાદ ધરાવતું નથી. સુલતાન અને સુલતાના તમામ નિર્દોષ છે, પણ તેમના કહેવા પર અમલ કરવાથી તું પરહેજ રહેજે-નહિ તો ખુદરતનો કોપ તાહરી ઉપર ઉતરીને—

"ઓ ખુદા! હું એ શું સાંભળું છું?" સુલતાન નુરમહાલ આ છુપી બશારતથી શાહજાદા સલીમની ભવિષ્યની હાલતનો વિચાર કરતાં હબત ખાઇ બોલ્યાં, ઓ ગેબી અવાજ! કોઇની નહીં તો નહીં, પણ અમારી ઇજતનાં રક્ષણને માટે બી——

"નહીં-નહી! કુદરત કાયદો એવો છે કે જે કરે તે ભરે" પેલા અવાજે પ્રતઉતર આપ્યો. બાપ કરે તો બાપ ભરે ને બેટો કરે તો બેટો ભરે! બેટાનાં પાપ માટે બાપનો પસ્તાવો કે બેટીનાં ગુનાહ માટે માતાની તોજેશ કદી કામ આવતી નથી. શાહજાદા સલીમે કુદરતની એક બેનમુંન બક્ષેસને જે ગંભીર ગેરઇનસાફ કીધો છે તેની સજામાં કુદરતે તેને સ્ત્રીના રૂપમા ફેરવી નાખ્યો છે. હજી શુકર કરો કે તેને એક રૂપ સુંદરીનાં સુંદર સ્વરૂપમાં ફેરવ્યો છે, નહીં કર, ઇબલીસની સુરતની કોઇ કાળી બદસુરત હબસણનાં રૂપમાં તે ફેરવ્યો હોત તો તમે શું કરત? કદાચ હજી કુદરત તેને તે આકારમાંબી ફેરવે તો તેમાં અજબ જેવુ કાંઇ નથી કારણ કે હજી તે પોતાંની મમત મેલતો નથી, હું ધારૂં છું કે હજીબી એ શુધરે તો ઠીક, નહીં કર જરૂર બદશિકલ હબસણના આકારમાં એ જરૂર——

"ઓ નહીં-નહીં! યા અલ્લાહ! મને તેવી બુરી શિકલમાં હરગેજ નાં ફેરવતો!" શાહજાદો સલીમ જે હવે હુશિયારીમાં

આવ્યો હતો અને પેલા ગેબી અવાજનું બોલવું બોલેબોલ સમજી શકયો હતો તે એકદમ બીછાનાંપર ઉઠી બેશી ધાસ્તીથી ધ્રુજતો બોલ્યો !

આ વખ્તે તે એક નવજવાન કુમારીકાના જોબનવંત બહારમાં એક દિલકશ દેખાવ રજુ કરતો હતો ! તેની કમાણદાર મુંછ અને એક ન્હાની દુમકી દહાડી કયારની નાબુદ થઇ ગઇ હતી અને તેને બદલે એક રૂપાળી કન્યાના જેવા સકોમળ ગુલાબી નાજુક ગાલ અને લાંબા કસબદાર બાલ દીપી રહ્યા હતા ! વળી તેનો પોશાક પણ આપમેળે ફેરવાઇ ગયો ! જે છાતીપર તરેહવાર ચાંદો લટકતા હતા તે એક ઝીણા કુમાસની જરરીન ઓઢણીમાં ઢંકાઇ ગઇ હતી ! ગળાંમાં મોતીની માળા અને કાનમાં બીલીયાન ઝમકી રહયાં હતાં ! જે કદાવર કંમર કસબી પટામાં જકડાઇને જમણી બાજુએ એક બેકીમતી તલવાર હંમેશાં લટકતી રાખતી તે કંમર નાજુંક બદનની એક કુમારીકાની બિલ્લસ જેટલી પટલી કંમરમાં બદલાઇ ગઇ હતી !

" ઓ નહીં–નહીં ! યા અલ્લાહ ! મને તેવી બુરી શિકલમાં હરગેજ ના ફેરવતો ! " શાહજાદો સલીમ ધ્રભરાઇને ઉઠી બોલ્યો.

" ત્યારે કુદરતની એક બેનમુન બક્ષેશ, કે જે વગર સ્રષ્ટિનો વેહેવાર ચાલીજ શકે નહિ તેની વિરૂદ્ધ તું કેમ મત ધરાવે છે ? " પેલો ગંભીર અવાજ વધારે ડરામણા સાદે પોકાર્યો.

" તે માટે હું પસ્તાઉ છું. "

" શુકર અલ્લાહનાં ! " સર્વ સાથે બોલી ઉઠયાં.



# પ્રકરણ ૨૮ સું.



## કોરાન પર કસમ.

"જો બેટા, હજીબી કાંઇ સમજ અને ડહાપણ વાપરી ખુદરતની ઇતરાજીથી મોકળો થા." સુલતાના નુરમહાલે સલીમને સમજાવ્યો.

"એમ કરશે. તોજ આ મુસ્કેલીમાંથી તારો છુટકો થશે અને નહીં તો———"

"કાળી હબસણનું બદશિકલ મોહડું તારે ફાળે (જીંદગીના છેડા સુધી) આવ્યા વિના રહેવાનું નથી." પેલા ગેબી અવાજે સુલતાન શેહેરીયારનો વાકય પુરો કરી આપ્યો.

"અરે નહિ નહિ તે બદસુરત અવતારમાં બદલાવા કરતાં હું મારી મમ્મત છોડી દેવાનું હજાર દરજ્જે પસંદ કરૂં છું. યા અલ્લાહ! મને મારા ગુનાહની માફી બખશ!" અને અહીં શાહજાદો સલીમ જમીનપર ગુહણુ મંડિયે પડી મોંમા તમાચા મારી તોબાહ કરવા લાગ્યો.

"તોબાહ અને તોજેશ મોહડેની નહિ પણ અંતઃકરણની જોઇએ." પેલો ગેબી અવાજ પુકાર્યો.

"અને તે મારાં સાચાં અંતઃકરણની નથી એમ તેં કેમ જાણ્યું, ઓ ગેબી ફરેસ્તા?" શાહજાદો જુસ્સાથી બોલ્યો.

"ત્યારે શું તું ઓરતજાતને ધીક્કારવાના તારા આગલા દેરાવને માટે ખરા અંતઃકરણથી પસ્તાય છે, સલીમ?"

"બેશક—બેશક."

"અને હવે પછી કદી સ્ત્રી-જાતનો તીરસ્કાર નહિજ કરશે?"

"કદી નહિ-નહિ, નહિ-જીંદગીના છેડા સુધી નહિ" શાહજાદો અંતે મહાત થઇ બોલ્યો.

"શુક્ર ઇલાહી તારા બોલવાનો પવિત્ર પુરાવો તને આપવો પડશે, તે તું જાણે છે, યુવરાજ?" ગેબી અવાજે આગલીજ ગંભીરાઇથી પુછ્યું.

"હા."

"અને તે શું?"

"કુદરત ફરમાવે તે?"

"લે, સાંભળ; કુદરતથી જે પેદાયશને તું આટલો વખત ધિક્કારતો હતો તે પેદાયશને તું વખાણવા શિખ્યો છે એમ આલમમાં મશહુર કરવા માટે તેં તારી જીંદગીનો એક મનપસંદ જોડયો શોધવો પડશે."

શાહજાદો ચમકયો! હા! કુદરત શું તેની મગરૂરી ઇંચેઇંચ દાબીજ દેવા બેઠી હતી?

"આ સ્થિતિ"(સ્ત્રીરૂપ) માંથી મારો છુટકો થાય તો હું કાંઇ વિચાર કરીશ."

"વિચાર-બિચાર કાંઇ નહિ! પેલા ગેબી અવાજે વળી પાછા એક ડરામણા સાદે શાહજાદા સલીમને થથરાવી નાખ્યો. 'વિચાર?

હવે વિચાર કેવો હોય? તારા આ જવાબપરથી એમ જણાય છે કે હજી તું તારા મનમાં ધચુપચુ છે, પણ યાદ રાખજે શાહજાદા, કે તું દુનિયાને માહાત કરી શકયો છે પણ દાદારને માહાત કરી શકનાર નથી.

"માફ કરો મારી ભુલ થઇ ઓ ગેબી ફરેસ્તા હવે હું તારાં દરેક હુકમને તાબે છું."

"ખરેખર?"

"હા, ખરેખર!"

"કોરાનપર કસમ લે!"

તુરતજ પવિત્ર કોરાંન લાવવામાં આવ્યું અને શાહજાદો સલીમ કસમ લેવા ઉભો થયો.

"બોલ, હું બોલાઉં છું તેમ!" પેલા ગેબી અવાજે ફરમાવ્યું "ઓ જહાંનના પેદા કરનાર!"

"ઓ જહાંનનાં પેદા કરનાર!" શાહજાદો બોલ્યો.

"હું મારા આગલા મુર્ખાઇ ભર્યા વિચારો તજી મારી ભુલને માટે ખરાં અંતઃકરણથી પશેમાન થઇ પસ્તાવો કરૂં છું." ગેબી અવાજે આગળ ચલાવ્યું.

હું મારા આગલા મુર્ખાઇભર્યા વિચાર તજી મારી ભુલને માટે ખરાં અંતઃકરણથી પશેમાન થઇ પસ્તાવો કરૂં છું. શાહજાદાએ 'રિપિટ' કીધું.

"તારી એક એકીમતી બક્ષેશ ને ઓરતજાત–"

"તારી એક એકીંમતી બક્ષેશ ને ઓરતજાત."

" તેનો તિરસ્કાર કરવા માટે હું તારી પુરતી સજા પામ્યો છું."

" તેનો તિરસ્કાર કરવા માટે હું તારી પુરતી સજા પામ્યો છું.

" અને હવે—"

" અને હવે—"

" તે મારા બેવકુફીભર્યા ખ્યાલો માટે—"

" તે મારા બેવકુફીભર્યા ખ્યાલો માટે—"

" ફરીફરીથી હું તોબાહ અને તોજેશ કરું છું."

" ફરીફરીથી હું તોબાહ અને તોજેશ કરું છું."

" તથા "

" તથા "

" જે બદગુમરાહી આટલો વખત મારાં મગજમાં મેં રાખી હતી—"

" જે બદગુમરાહી આટલો વખત મારાં મગજમાં મેં રાખી હતી—"

" તેને માટે—"

" તેને માટે—"

" તું મહા દયાળુ બાપ કને બંને હાથ જોડી–"

" તું મહા દયાળુ બાપ કને બંને હાથ જોડી–"

પવિત્ર કોરાંન આંખને લગાડી—"

" પવિત્ર કોરાંન આંખને લગાડી—"

" કસમ લઉં છું કે—

" કસમ લઉં છું કે—

" આજ ફરીથી એવી બદગુમરાહી હું કદી બતાવીશ નહિ."

" આજ ફરીથી એવી બદગુમરાહી હું કદી બતાવીશ નહિ."

" અને મારા આ પવિત્ર એકરારનાં પાક પુરાવા તરીકે—"

" અને મારા આ પવિત્ર એકરારનાં પાક પુરાવા તરીકે—"

" હું આજ ને આજ—"

શાહજાદો અહીં ફરી ચમકયો—જરા અચકયો પણ પેલા ગેબી અવાજે એક થથરાવી નાંખનારો ડરામણો સાદ કાઢી " બોલ જલદી !" એવું દબાણ કીધાથી——

" હું આજને આજ—"

" મારાં મનને ભાવતી એક ખુબસુરત નાજનીનને નેકા માટે પસંદ કરૂં છું."

" મારા મનને ભાવતી એક ખુબસુરત નાજનીનને નેકા માટે પસંદ કરૂં છું !"



## પ્રકરણ ૨૯ મું.



## સુખી સેવટ.

" ફતેહ ! ફતેહ ! સુલતાન અને સુલતાનાએ ભેગો હર્ષ બતાવ્યો.

" ચાલ હવે બોલ, શાહજાદા, કે તને કોણ પસંદ છે ?"

પેલા અવાજે નરમ સાદે સિધ્ધો સવાલ મુકયો.

' આજ સુધી મેં કોઇને ધારી નથી તો હમણાંજ હું એ સવાલનો કેમ ઉત્તર આપી શકું ?" શાહજાદાએ વાજબી રીતે પોતાની લાચારી બતાવી.

"તે કાંઇ નહીં. એ પસંદગી તું તારા નામવર પિતા સુલ્તાન શેહેરીયારપર છોડ."

"એમ ?"

"હા !"

અને એ નામવર જે નાજની જોડે મારા નેક ફરમાવે તે મેં મંજુર રાખવું ?

"હા !"

"કબુલ ! મને કબુલ !" અહીં શાહજાદા સલીમે શાહજાદા સમબુલ તરફ નજર ફેરવી. તેનો ખુશનુમાં દિલકશ ચેહેરો જોઇ તે દિલમાં બળવા અને વમાસવા લાગ્યો કે "આ હા ! શું કુદરતે ખુબસુરતી બક્ષી છે ! અરે ! એનેજ કાંય નહિ ઓરત બનાવી ?" એ પછી સર્વ સાંભળે તેમ સલીમ સમબુલને કહેવા લાગ્યો 'મારા વફાદાર દોસ્ત, આખરે એક સારી ચીજે, મને માહાત કીધો છે. આજથી હું સ્ત્રી જાતિને કદી ધીકકારનાર નથી, પણ સામો તેનો પરસ્તાર થઇશ. પરવરદેગાર મારા પિતાને નેક બુધ્ધિ બક્ષે અને મને પસંદ પડતી પુતલી મારે માટે ચુટે એટલુંજ હું હવે ઇચ્છું છું."

બેટા, એ પસંદગી જો મેં તારી મુનસફીપરજ મુકી હોય તો તું કેવો ચેહેરો પસંદ કરે ?

"શાહજાદા સમણુલનો જેવો!"

ત્યાં હાજર રહેલા સર્વ કોઇ હશી પડયાં!

"શાહજાદા સમણુલપર શું ત્યારે તું આશક પડયો છે? નામવર સુલતાને હશીને પુછયું.

"એ કાંઇ સ્ત્રી થોડી છે કે હું આશક પડું પિતાજી? પણ મને એનો ચેહેરો ઘણોજ ગમે છે."

"ઘણોજ?"

"હા, ઘણોજ!"

"ત્યારે એમ સમજ કે સમણુલ એક સ્ત્રી હોય તો——"

"હું ખચીત એની સાથ પરણુત અને તે પણ તન–મનની ખરી પસંદગીથી પરણુત!"

"ખરેખર" સુલતાન શેહેરીયારે જીગરથી હેરત થઇ પુછયું.

"હા નામવર!"

"ત્યારે લે તારી ખાહેશ મુજબ શાહજાદા સમણુલ ઉરફે હેરાત શેહેરનાં હાકમ ખુશરોની દિલનવાજ બેટી હુસ્નબાનુનો હાથ તારા હાથમાં આપી તમો બંનેને મારાં ખરાં અંતઃકરણનાં આશિર્વાદ આપું છું." સુલતાન શેહેરીયારે સુલતાના નુરમહાલ તથા શાહજાદા સમણુલ (?) ના અતિ હર્ષ વચ્ચે તે બંનેનો હાથ એકમેકનાં હાથ સાથ જોડી આપતાં ખુશ વધાઇ કહી.

શાહજાદો અચરતીથી દંગ થઇ ગયો!

"શું શમણુલ એક સ્ત્રી છે?"

"હા, મારા વ્હાલા સલીમ, મારી આંખોના નુર, મારા જીગ-

રના રાજા! હું એક સ્ત્રી છું!" હુશ્નબાનુએ પોતાનો મર્દાનો પોષાક એકદમ કહાડી નાંખી એક ખરી દિલકશ નાજનીનમાં તરત ફેરવાઇ જઇ હાજર જવાબ આપ્યો.

"ઓ અલ્લાહ! એ તારો કેવો માર્મીક ભેદ! માલીક તારી શક્તિને કોણ પુગશે! ઓ દિલચસ્પ બાનું, આજથી તું મારી ને હું તારો છું!" એમ બોલી શાહજાદા સલીમે હેરાત શેહેરની હુશ્નબાનુને બગલગીર થતાં તેણીનાં ગુલાબી રોખશારાપર પવિત્ર પ્રેમનું એક પેહેલું સીલ જોસ્સા સહિત દાબ્યું!

એજ વખતે બુઢ્ઢી બરમલા જેણી આટલો વાર અંદીઠ રહી ગેબી અવાજ રૂપે સવાલ જવાબ ચલાવતી હતી તેણીએ બંને જવાન જીગરોપર ઉપરથી ફુલોનો વરસાદ વરસાવ્યો!

"આપણા મેલાપથી ખુદ ખુદા પણ ખુશ થયો છે અને મારી બુઢ્ઢી બરમલા ઉપરથી પુષ્પ વૃષ્ટી કરી રહી છે." હુશ્નબાનુ હશીને બોલી.

એજ વખ્તે વીજળીનો એક ચમકારો થયો, જે સમે સર્વેને ફરજ્યાત પોતાની આંખ્યો ઢાંકવી પડી પણ જ્યારે તેઓએ તે ઉઘાડી ત્યારે તેઓ જોવે શું કે શાહજાદો સલીમ પોતાની અસલી મર્દાની હાલતમાં પાછો ફેરવાઇ ગયો હતો અને બુઢ્ઢી બરમલા સફેદ સાલ્લામાં તેના માથાંપર પોતાના પવિત્ર હાથનું છત્ર ધરી ઉભી હતી!

"સુખી થજો મારાં ફરજંદો! તમારી સર્વ વિપતિ હવે વહી ગઇ છે. બેટા સલીમ! પાક અલ્લાહે તારા ગુન્હાની તને માફી બક્ષી છે! શાદીનાં પવિત્ર કોલે થઇ મારી બેટી હુશ્નબાનુને સંસા-

રનું ખરૂં સુખ ચખાડજે! ચાલો. હવે હું વંછીશ."

"નમન કરૂં છું પવિત્ર માતા, પણ જરા સબર કરો!" શાહજાદા સલીમે બંને હાથ જોડી અરજ કીધી. "પ્રથમ તો મેં મારી જીંદગી બચાવવા માટે આપ પવિત્ર માવતરનો આભાર માનવાનો છે જે ગુહ્નઉ મડિયે પડીને હું અદા કરૂં છું. તે પછી એક અરજ છે. અમારી સાદી તમારી હાજરી વગર કેમ શોભશે! બરમલા માય?"

"શોભશે–મારી દિલની દુવાથી ને અલ્લાહનાં પવિત્ર નામની ગેબી મદદથી તે દરેક રીતે પુર બાહારમાં દીપી નીકળશે. બુઢ્ઢી બરમલાએ જવાબ આપ્યો.

"પણ તમારી હાજરી નહીં ત્યાં બીજું—"

"નહીં, બેટા, હુજત નાં કર! હું સંસારી માયા અને મોજમજાહથી તમામ મુકત થયલી એક સ્ત્રી છું. મને તારી સાદીમાં આવવું શોભે નહીં, પણ મારી હાજરીના બદલામાં મારા ગેબી ઇલમથી સાદીની આઠ દિવસ આગમચથી આખાં સમરકંદ શેહેરમાં સાંજે ૬ થી સહવારે પાંચ સુધી દરરોજ હું એક એવી આકાશી વીજળીક રોશની ફેલાવીશ કે તેની ભભુક આખી શહેનશાહતમાં ફેલાશે અને આખાં રાજ્યમાં તે આખું અડવાડીયું રોશની કરવાની શું ગરીબ કે તવંગર કોઇને પણ જરૂર રહેશે નહીં. ચાલો, વ્હાલી બેટી, હુસ્નબાનું, આવ મને ભેટ! ખુદાએ તારા દીલના બગીચાપર મુરાદનું ઝાડ રોપ્યું છે. ચંદરોજમાં તે ઝાડ પર નેકબખ્તી ભર્યાં ફળો લાગે એ મારી દુવા છે.

"પવીત્ર માતા! નમન કરૂં છું! તમારા આશિષ મને કૃત્યા વીના કદી રહેનાર નથી, મારે માટે તમને જે તસ્દી પડી તે તમારી તાબેદાર બેટીને દરગુજર કરજો" હુસ્નબાનું હાથ જોડી પગે પડીને બોલી.

"ફીકર નહિ બેટી, આ દુનિયામાં વાહલામાં મારૂં કોઇબી હોય તો તે તું શિવાય બીજું કોણ છે? અને તેમ છે તો પછી તારે માટે લીધેલી તસ્દી, રંજ ભરેલી કેમ કહેવાય? બેટી, મારા ખાલેશ એલમથી મેં તને વાકેફ રાખેલી છે. જ્યારે પણ જરૂર જણાય ત્યારે મને બેલાશક યાદ કરજે—હું તુરત તારી મદદે હાજર થઇશ. ચાલો હવે સુલતાન—સુલતાના—શાહજાદા—હુસ્નબાનું! ખુદા હાફેજ!"

"તે ચારે જણ બુઢ્ઢી બરમલાને વીદાયગીરીનું માન આપવા ગુઠણ મંડીયે પડયાં અને શાહજાદા સમણુલ (?) અરે નહીં રે! હેરાત શેહેરની હુસ્નબાનું!—ની ભલામણ મુજબ થોડોવાર આંખ મીચી જ્યારે પાછી ઉઘાડી' ત્યારે તેણી ગેબ થયલી જણાઇ!

આખી શેહનશાહતમાં શાહજાદા સલીમનું સુખી છેવટ વીજળીને વેગે બોલ બોલતાં પસરી ગયું અને સર્વ પ્રજા હર્ષથી ગોયા ઘેલી બની ગઇ. ઓછામાં પુરૂં શેહેર ચમનનો શાહશાહજાદો સમણુલ, જે યુવરાજ સલીમનો માનીતો મિત્ર કહેવાતો હતો. તે પાછળથી હેરાત શેહેરની હુસ્નબાનું તરીકે ઓળખવાથી તમામ પ્રજા અજાયબીથી ફાટી રહી અને કુદરતનાં ભરમભેદની કુંચી કોઇને જડી શકે નહીં એ મતમાં મુસ્તકીમ બની.

આખું સમરકંદ ધુમધામથી ગાજી રહયું હતું. ઘેરેઘેર ખુશાલી

અને આનંદનાં અવાજ સંભળાતાં હતા: આખી શેહેનશાહતને રાજ્યને ખરચે આઠ દિવસ સુધી જ્યાફ્તો આપવાનું મહાભારતે કામ બજાવવામાં સુલતાન શેહેરીયાર અબુહુસેન, અમીર અફ્ઝુલ ખાન અને દરબારનાં તમામ અમીર–વજીર ઉમરાવો રોકાઇ ગયા હતા સુલતાન શેહેરીયારે માથે ઉઠાવેલું આ કામ ન્હાનું નહીં હતું આખી શેહેનશાહતને આઠ દિવસ સુધી રાત ને દહાડો ખાણી પીણી આપવાની રંજ અને જેહમત જેમ અતિ ખર્ચાળુ તેમ અતિ મહાભારત હતી, પણ ડાહ્યા સુલતાને દરેક અમીરને એકેક લતો મુકરર સોંપી આપવાથી સર્વે ગોઠવણ કશી પણ ગુંચવણ વિના પાર ઉતરતી હતી, જે શાહજાદો પોતાની આખી જીંદગી કુમારીજ ગાળવાની મમ્મત લઇ બેઠો હતો તે આખરે સમજવાથી પ્રજા બેવડી ઉલટમાં આવી ગઇ હતી. શેહેરેશેહેર અને દેશેદેશના હાકમો નામવર સુલતાનના હુકમથી જાણે પોતાનેજ ત્યાં સાજવારી હોય તેમ ઉમંગથી પોતપોતાના કામપર મંડી ગયા હતા અને નાટકશાળાઓ તથા દિલખુશ મેળાવડાઓમાં તમામ પ્રજાને રાજ્યની તીજોરીને ખરચે મુફ્ત ગમ્મત ચખાડતા હતા. સમરકંદનું પાયતખ્ત અને શેહેનશાહતનાં તમામ શેહેરોમાં એક સરખી શાહજાદા સલીમની સાજવારીની ધુમચકરી ચાલી રહી હતી. નામવર સુલતાનનાં હુકમથી એક અઠવાડિયું સુધી સર્વે કોઇ પોતાનો કામ ધંધો બાજુએ મેલી શાદીની મુબારકબાદીમાં તે મહા આનંદોત્સવ ભોગવવાને ઉલટથી બાહેર પડયાં હતાં. તમામ શેહેનશાહત રંગ બેરંગી વાવટાઓથી, આશીર્વાદ ભરેલા લેખોથી અને રકમરકમના ફુલોની તોરણોથી

શોભી રહી હતી અને ઘેરેઘેર મોતીનાં ચોક પુરાયા હતા. રસ્તાઓ ઉપર પાણીને બદલે ગુલાબજળ છાંટવામાં આવતાં હતાં અને તેનાં મોહક પમરાટથી શેહેરની હવા દીલખુશ અને ચોખ્ખી બની ગઇ હતી. વળી ઓછામાં પુરૂં લગ્નની આઠ દીવસ આગમચથી યાને નામવર સુલતાને શાદીની મુબારકબાદીમાં જાહેર પ્રજામાં આપતી કરેલી જ્યાફતનાં પહેલાજ દીવસની રાતથી ખુદ્દી બરમલાએ કબુલ કરેલી પેલી આકાશી ભવ્ય રોશની એવી દીપી રહી કે સમરકંદની તમામ શેહેનશાહતમાં તે આઠ દીવસ ગોયા રાત્ર પડીજ નહીં હતી અને દિવસનોજ ઝલકાટ આખાં અઠવાડિયાં સુધી ચાલુ રહ્યો હોય એમ જણાતું હતું !

વાહલાં વાંચનારને જણાવવાની જરૂર નથી કે પોતાના દીલની ઉમેદ પુરી પાડવાની ખુશાલીમાં આપણી હેરાત શહેરની હુસ્નબાનું પોતાની માનીતી સહીઓ ઝોહરા તથા દીનારજાદીને તેમજ તેમનાં અમીરી ખવાસનાં બુઝર્ગ માવતર બેગમ ઝઇનુલ-નિશાને ભુલી ગઇ ન હતી. શાહજાદાએ પોતાનો સ્વિકાર કર્યાં બરાબર હેરાતની તે હુરીએ તે ખુશ ખબરની વધાઇ સઉથી પહેલી બેગમ ઝઇનુલ-નિશા અને તેમની બેટીઓ પર મોકલી હતી; એજ નહિ પણ તે ખુશ-ખબરની સાથે સુલતાના નુરમહાલની રજા મેલવી હુસ્નબાનુંએ તે ત્રણે અશરાફ મા-બેટીઓને રાજમેહેલમાં પોતા જોડે આવી વસવાનું તેડું કીધું.

લગ્નને દહાડે સુલતાન શેહેરીયારે એક મોટી દબદબા ભરેલી ખાસ દરબાર ભરી અમીર મુબારકજંગને એક મોટો ખેતાબ આપી

તેનો ભારે આદરસત્કાર કીધો કે "એ બુઝર્ગ અમીરને ત્યાં હુસ્નબાનું પરોણી આવી નહિ હોત તો આજે આ શહેનશાહતને ફાલે એનો ખુશાલ દહાડો આવત નહિ." એજ રીતે બેગમ સાહેબ ઝઇનુન્નિસાને પણ સુલતાના નુરમહાલના ખાસ સલાહકારની પદ્વિ બક્ષી તેમને પણ ઘણી ઇઝત દીધી અને તેમની બન્ને બેટીઓની રાજ્યનાં પેહેલ્લે દરજ્જેનાં બે જવાન ઉમરાવો જોડે સગાઇ કીધી એ પછી એક રાતરે વજીર અબુહુસેન જોડે નગર-ચર્ચા જોતાં અમીર મુબારકજંગના ઘરમાં તેમની બેટીઓ ઝોહરા અને દીનારજાદી જોડે હેરાત શહેરની હુસ્નબાનું જે હોજાતોજી ચાલી હતી (અને જે આપણે આ વાર્તાની શરૂઆતમાં વાંચી આવ્યા છીએ) તેનું તફસીલવાર બ્યાન કરી સર્વે દરબારને દંગ કીધી. ખુદ શાહજાદો સલીમ, જે પોતે પણ દરબારમાં હાજર હતો તે આ હેરત ભરેલી હકીકત સાંભળી ઓછો અચરત થયો નહીં. એ રીતે યુવરાજ સલીમે આજેજ જાણ્યું કે તેના મમતી ઠરાવને તોડવાને માટે પારકાં શહેરની એક નાંજુક પુતલીએ બીડું ઝંડપ્યું હતું અને અંતે તે તેણીએ દરેક ફતેહ સહીત પાર પાડયું હતું.

દરબારનું કામ ખલાસ થાય તેટલાં એક ગેબી અવાજ સંભળાયો. આખી દરબાર તદ્દન શાન્ત થઇ તે સાંભળવા પડીઃ—

"એ સુલતાન શેહેરીયાર! પવીત્ર અને અલ્લાહની પ્યારી બુઢ્ઢી બરમલા તરફનો આ પેગામ છે તે તારી દરબારમાં રજુ કરવાનો મને તેણી તરફથી હુકમ થયો છે. એ પેગામ એ છે જે કે આજે સાંજે શાદીનાં પવીત્ર કોલથી વરરાજા અને વરરાણી એક

થયા પછી ભેગી મળેલી મીજલસ દરમ્યાન આકાશમાંથી એક હીરા-જડીત સોનેરી તખ્ત ઉતરશે. તે તખ્તપર શાહજાદા સલીમ તથા હુસ્નબાનુને બેશાડજે; જેમ કીધા પછી તે તખ્ત આપમેળે ઉંચકાશે અને મારી મોકલેલી આકાશી રોશનીના ભભુકદાર પ્રકાશ વચ્ચે તે એક કલાકમાં તારી આખી શેહેનશાહતમાં ફરી પાછી આવશે. એમ થવાથી તારી તમામ રૈયતને પોતાના ભવિષ્યના સુલતાનનાં દર્શન તેની શાજ્વારીનાં આજના પવીત્ર દિવસેજ થવાનો લાભ મળસે. છેલ્લા સાત દીવસ સુધી જે રોશની દર રાત્રે મેં મોકલી છે તે કરતાં આજના લગ્નનાં દીવસની રોશની કાંઇ જુદાજ પ્રકારની અને અસાધારણ ભભુકદાર બનશે માટે, તખ્ત ઉતર્યા બરાબર તેમાં પરણેલાં ભાગ્યશાળી જોડાંને બેસાડવાને ચુકતો ના!"

અને હવે ટુંકમાં, સાંજે સાજવારીની તમામ ક્રિયા મોટી ધામધુમ સહિત સંપુર્ણ થયા પછી રાજમેહેલના મોટાં દીવાનખાનામાં એક હીરાજડીત સોનેરી તખ્ત ઉતર્યું અને તેમાં સુલતાને તમામ મીજલસની ખુશાલીના અનંત પુકારો વચ્ચે તે બન્ને ભાગ્યશાળી ધણી-ધણીઆણીને બેશાડયાં. તેઓ બેઠા બરાબર તખ્ત ઉંચકાયું-ઉડયું-અને એક કલાકમાં સમરકંદની તમામ શેહેનશાહતમાં ફરીને પાછું અસલ જગ્યાપર આવ્યું. સલીમ અને હુસ્નબાનુ તેમાંથી ઉતર્યા બરાબર કદી નહીં જાણેલી એવી ખુશબો ફેલાવતું તે હવામાં ઉંચે ચઢી પલક વચ્ચે નજરથી ગેબ થઇ ગયું!

શાદીની મુબારકબાદીમાં અને ખુશાલીમાં સુલતાન શેહેરીયારે પોતાની તમામ શેહેનશાહત માહેલા કેદીઓને છુટાપણું બખસ્યું

એટલુંજ નહીં પણ તીજોરી ખાતાંના દરવાજા ખોલી ગરીબોને તથા બીક્ષુકોને પુષ્કળ દ્રવ્ય ખેરાત કરી પોતાના રાજ્યમાંથી મુફલેશીનું મુળ બાળી નાખ્યું.

તખ્તપરથી ઉતરતાંવાર સુલતાન શેહેરીયારે પોતાની વહુ હેરાત શહેરની હુસ્નબાનુંને સવાલ કીધો કે "બેટી, શાહજાદા સલીમને એક સંસારી માણસ બનાવવાના બદલામાં તું એક ચીજ મારી કને માંગનાર હતી તે શું માંગે છે તે માંગ; તે આપવાને હું તૈયાર છું!"

"મારા માનવંત પીતાજી! હું હવે શું માંગુ? મને જે જોઇતું હતું તે મળી ચુક્યું છે. ઓ નામવર સુલતાન! શાહજાદા સલીમ જેવો એક બહાદુર, જવાન અને ખુબસુરત ભરથાર મળ્યા પછી મને બીજી ઉમેદ તે શી હોય? મને એજ જોઇતું હતું અને તે મારા માંગ્યા વગર મને મળી ચુક્યું છે!"



# શીઆદીનો હીંગામ

## દરેક કોમને ખુશાલી ભર્યો રહે છે.

## વધુ ખુશાલી અરસ પરસના કીમતી દાગીનાઓને આભારી છે એમ કેહવામાં

### તમારા જાણીતા ઝવેરી

# બી. જેશીની કુંપની

## તેમાં વાજબીજ છે.

**આજકાલ જ્યાં જોવ ત્યાં બી. જેશીનુ નામ તેઓનું કામ અને પાયધુણીપરનુ તેઓનુ ધામ હમેશાં ચાલતુંજ રહે છે!**

તેનું કારણ દુર સોધવા જવાનું નથી. એક વખતની તમારી મુલાકાત જો તમુને સફલ ઉતરેલી જણાય તો બેશક તે વીશે બીજાંને ભલાંમણ જરૂર કરજો—પણ તમે એકવાર જુઓ અને ખાત્રી કરો એ અમારૂં મત છે.

**પાયધુની બારીઆ બીલડીંગ મુંબઇ.**



જેવો તમારે ત્યાં સારો હીંગામ આવે કે—

## સાલ મુબારકની ભેટ સોગાટ !

# જુનાદારૂના કેક !

મંગાવવા ભુલવું નહીં. કેક-કેક બોલવું ઘણું સારૂં છે-પણ ખાઇને ટેષ્ટ કરવો એના જેવી પરીક્ષા બીજી તમારે માટે નથી.

આજકાલ આંટાના કુચા ને ટીપટાપ ગોઠવી કેકનું ઉંચુ નામ આપે છે તે હમારે માનવું નથી. જે લોકો કેક ખાઇને ડાચું "વાહ" કરીને મગન થાય તેનું નામ

હમે કેક કહયે છીએ.

તમોબી જુનાદારૂના કેક માટે પ્રમાણીક મત એજ આપશો !

ઠે.—ગોલવાડ લેન કોટ-મુંબઈ.